શૂરવીર

# रामसिंह.

એક સ્વદેશાભિમાની શૂરવીર પુરૂષનું અપૂર્વ ચરિત્ર.

રચનાર

## चतुर्भुज भाणकेश्वर. भट.

બડોલી નિવાસી.

દોહરો.

રાણીજાયા, રાજવી, રણબંકા રજપૂત,
રણે ચડે તે ફાંકડા, રજપુત અવર કપૂત.



અમદાવાદ

"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં મુદ્રાંકિત કર્યું.

સંવત ૧૯૪૮ સન ૧૮૯૨

કિંમત બાર આના.

# उपोद्घात.

આ અગમ્ય બ્રહ્માંડનો નિયંતા, સર્વ પ્રાણિયોનો પાલક જે પ્રભુ, તેને વંદન કરી, વાચક વર્ગ સમક્ષ, આ યથામતિ લખાયલો ગ્રંથ મૂકતાં સ્વદેશ સેવા બજાવવાનું અત્યુત્તમ કર્તવ્ય કર્મ કંઈક દરજ્જે થયું જોઈ, હૃદયને આનંદથી પ્રફુલ્લિત થવાનું કારણ મળે છે; પણ એ આનંદ સહસ્ત્ર ઘણાં દુ:ખનાં વાદળાંમાં કંઈ લેખામાં નથી. શું કરીએ? કાયાનો પ્રજવળ કરી દેતી દુષ્ટ કળિની ઝાળ દિનપ્રતિદિન એટલી બધી વૃદ્ધિ પામતી જોવામાં આવે છે, કે તે-માંથી મુક્ત થવાને, કે કોઇને મુક્ત કરવાને નિરૂપાય બનીએ છીએ. દિવસે દિવસે દુષ્ટ કળિયુગ માણસ જાતના અંત:કરણમાં એટલો બધો ત્વરિત થઈ પગલાં પેસાડવા મંડી ગયો છે, કે મોટા ભડને ભીરૂ બનાવી દીધા છે; ધાર્મિકોનો ધર્મ હરી લીધો છે. દાસ રાખ-નારાને દાસત્વ કરાવવા મંડી પડ્યો છે; અને સતેજને નિસ્તેજ બ-નાવી દેવાની કાળની અકળિત શક્તિ મારા જેવાને તો વિચારના વંટોળિયામાં અમુઝાવી દે છે.

આ સૃષ્ટિના કોઈ સરજનારે, ગગનમંડળમાં ગુહ્ય રહી, (કે કોણ જાણે ક્યાં રહી,) પોતાના અકથ્ય ડહાપણ વડે આપણી અ-ક્કલને અને આંખોને જાણે નજરબંધી બાંધી લીધી હોય એમ કંઈ લાગે છે, તેમ છતાં કંઈ લગામ ઢીલી મૂકી છે તેથી જાણીએ છીએ કે આ સૃષ્ટિને માટે કંઈ નિયમો છે ખરા. તે નિયમોમાં એક, અસ્ત અને ઉદય આપણી દૃષ્ટિએ અહો નિરંતર પડતો જોવામાં આવે છે

ભ્રમણ કુપમાં નાંખનાર ગગનમંડળ મહીં, નિરાધાર અવસ્થાન કરતા દીવ્ય ગ્રહો પણ આ નિયમ વડે અંકુશ થયેલા જોવામાં આવે છે. તો તેના પ્રમાણમાં આ આર્યાવૃત—સર્વ દેશોનું સમગ્ર લાવણ્ય એક પલ્લામાં મૂક્યું હોય તો તેને પણ પોતાના લાવણ્યના ભારથી ઉંચું ને ઉંચું રાખે એવું આ રમ્ય ભુવન—પણ એ નિયમની આજ્ઞાનુસાર પગલાં ભરે એમાં નવાઈ નથી. પણ લખવાને અતિશય ખેદયુક્ત થાઉંછું કે જે અનુપમ ભૂમિપર દેવાંશિ નર રત્નોએ દિગ્વિજય કરી આ આર્ય ભુવનને સ્વર્ગ ભુવન સરખું બનાવી દીધું હતું, જે અનુપમ ભૂમિની કાંતિથી મોહ પામી સ્વર્ગના દેવો રાજા રૂપે તેનાપર આવી રાજ્ય કરવાને ચાહાતા હતા, જે ભૂમિપર વસનારા ભીમના જેવા પરાક્રમ વાળા, શૂરવીર ક્ષત્રિયોના ક્રોધ સુચવતા વાવટા જોઈ, અને તેમના જયનાદ સાંભળી પ્રતિપક્ષિની પ્રજામાં કંપારો છૂટતો હતો, એવી આ અનુપમ ભૂમિને તેની આધુનિક સ્થીતિમાં લાવી એ નિયમે પુર્વજન્મનું કંઈ વૈર વાળ્યું હોય એમ લાગેછે.

હશે; જે થયું તે "ન થયું" નથી થવાનું. પણ એ કહેવતને અનુસરીને આર્યભૂમિના વતનીઓને ઉદ્યમ હીન થઈ બેશી રહેવાનું નથી. ખજાનો તર હતો, ત્યાં સુધી ખેલ્યાં કર્યું, પણ હવે તો ખરેખર મોઢાં ખિન્ન થઈ ગયાં છે. તમાચો મારી મોઢાપર લાલી આણવી પડે છે. ઘરમાં ગમે તેમ કરતા હોઇએ છીએ, પણ બહાર નિકળ્યા કે ભપકા વગર ચાલતું નથી. અન્ન વસ્ત્રના વાંધા માટે કેટલાંક કંગાળ—નીચ લોકો અનાચાર કરે છે ને કેટલાંક આપઘાત કરે છે. કોઈ સ્વદેશ હિતેચ્છું, આ આર્યભૂમિપર કૃપા

કરી, જો અવલોકન કરવા નિકળી પડશે તો ભૂખ્યાં ભિખારિયોની દુઃખદાયક દશાથી ઉપજતી દયા ગમે તેના કઠણ હૃદયને આર્દ્ર કરશે.

ત્યારે શું આવી દુઃખ દાયક હાલતમાં પણ આળસની યારી દૂર કરવી ઉચિત નથી? એવા ગરિબોને બચાવવાં, એ કાંતો સ્વદેશાભિમાન કાંતો ધર્મ સમજી, યત્ન કર્યા વગર બેશી રહેવું?

ઇંગ્લંડને અમેરિકાની આગાળ કરતાં કેવી દુઃખદાયક હાલત હતી? પણ ઉદ્યમ કર્યો તો તેઓને કેવી સર્વોત્તમ પ્રજાઓ લોકો કહેછે?

પણ આ હું કોને કહું છું?! સૌભાગ્યવંતાં, આળસ વધૂના પ્રિયતમ થઈ પડી રહેલાં આર્ય પુત્રોને?! ઉદ્યમને, ઉદ્ધતાઈ કરી બારણે આવેલો કાઢી મૂકનાર, દુર્ગુણોને દિલમાં દાખલ કરનાર, શાસ્ત્ર વિરૂદ્ધ કેટલાક કુચાલ રાખી રહેનાર ભરતવાસીઓને? સ્વદેશની દાઝ ન જાણનાર આપ સ્વાર્થિઓને? આંખો છતાં અંધ, પગ છતાં પાંગળાં ને વ્હેમપર રહેમ નજર રાખનારા મારા સ્વદેશી બંધુઓને? ધિક્કાર છે વિધિને કે આર્ય ભૂમિ તારા આવા લેખ લખ્યા, ને તારી કુખે કુળ લજાવનાર પુત્રો પેદા કર્યા! નહિતો હે ભારતવર્ષ! તારો કેવો ભપકો હતો? તે ક્યાં જતો રહ્યો? રે ભારત જનની! સોના રૂપાના ખણખણાટથી શોભી રહેલાં તારાં દીવ્ય બજારોમાં હાલ ધૂળ ઉડે છે! તારા રણના રસિયા ક્ષત્રિ પુત્રોનાં શસ્ત્રોમાંથી કરોળિયાનાં પડ હાથ આવે છે! વિજયી ક્ષત્રિયોના શૌર્યને કળિ નામનો ભૂત ભક્ષ કરી ગયો છે. રે ભૂમિ! તારા ઇષ્ટ દેવને સ્મરકે તારાં બાળોને સુમતિ સુઝાડી પેટ પોષણાર્થે ઉદ્યમ કરાવે.

જે વખતે ચક્રવર્તી રાજાઓ તારી ઉપર રાજ કરતા હશે; જે વખતે તારા રૂપથી તેં પટરાણી પદ ભોગવ્યું હશે, જે વખતે લક્ષ્મી તારા ચરણ તળાંસતિ, તારી પાસેજ રહેતી હશે, જે વખતે તારા સંપ પુત્રે તને ગાઢ આલિંગન દીધું હશે અને જે વખતે ભિખારિયો પણ (કોઈ હતાં તો નહિ ને હશે તો) સંસ્કૃતમાં ભિખ માગતાં હશે, તે વખતનો તારો ભપકો આજના જોડે સરખાવતાં વિધિની ચમત્કૃતીનો આબેહુબ ચિતાર મળી આવે છે.

અરે! આજની સ્થીતિ કયાંને તે કયાં?! આજે હજારો લોકો નિરૂધમી છે. શું ધંધો કરે તે કાળ તેમને સુઝાડતો નથી.

કેટલાક પાસે વિદ્વત્તા હોય છે, પણ કાળ પાંશરો નહિ ત્યાં વિદ્વત્તાને શું કરડે? કોઈની કનિષ્ટ ચાકરી ઓળે છે, તો તે મળવાના પણ સાંસાઃ—

**મનહર.**

ચાકરી ન મળે એવી આકરી વખત આવી,
ભાખરીના વાંધા માટે ભમે છે ભીખારીઓ;
ખાખરી ન મળે તેથી ખાખ તન થઈ જાય,
લાખ ફરે એવા ઘણા નર અને નારીયો
દેખી કોઈ શેઠ લૂછે આંસુ ત્યારે પૂછે "શૂં છે?"
ત્યારે કહે શેઠ મને ભૂખે માર મારીઓ,
ધાન માટે આપ આસપાસ દાસ થઈ ફરૂં,
કોતો લાવું વનમાંથી લાકડાંની ભારીઓ. ૧

અરે ! આતો શું ? પણ એના કરતાં વધારે કંગાલ અવસ્થામાં રખડતાં કરોડો જનો નજરે પડે છે ! જેમના પિતાઓ હજારોને દાન કરતા—જેમના વડે હજારોનું પોષણ થતું તેમનાં બાળો ભિખ માગવા નીકળે એ થોડું ત્રાસ જનક છે? જેમના પિતાઓ એ મરણ પર્યંત હાથમાં જાણે કસીને બાંધી હોય એવી અસિખસી ન જાય તેને માટે કાળજી રાખેલી, તેમનાં તનુજોએ આળસ વ્હોરા પાસેથી વ્યસન વ્હોરી લીધાં છે; અહો ! જે વખતે, કોઈ સુંદર સરોવર તટે, કોઇ ખીણોમાં, પહાડોપર, ઝાડીમાં, ગામને પાદરે, કે કોઇ એવે બીજે ઠેકાણે ઝુઝ્યા પછી મરાયલા શૂરવીર રજપૂતોના પાળિયા જોઉંછું ત્યારે તેમના શૌર્ય વિષેના તરંગ મારા મનમાં ઉપજે છે, તેથી હર્ષને દિલગીરિ થાય છે. પ્રિય વાચક ! કંઈ વિચાર થાય છે? આ શું ? ! ! એતોઃ—

### મનહર.

આવ્યો દુષ્ટ કળિ કાળ, રખડે હિંદનાં બાળ,<br>
તે જોઇને લાગે જ્વાળ, કાળ કેર કરશે;<br>
ઉદ્યોગમાં ચિત્તવાળ, અન્ય વાતને અફાળ,<br>
પાણી પે'લી બાંધપાળ, ધાન વિના મરશે ! !<br>
ઉઠી ઉદાસી ઉકાળ, માર મોટો કલેશ વ્યાળ<br>
કાળ આવશે અકાળ ક્યાં પછી ઉગરશે,<br>
વ્હેમ પરરે'મ ટાળ, કુચાલનું મૂળ બાળ,<br>
કાળ આવ્યો વિકરાળ, ક્યારે તું સુધરશે ? ! ૧

આર્ય બંધુઓ! આપણો કાળજ વાંકો છે. અને તેથીજ કરીને આપણને કંઈ કામ સૂઝે છે તો ણ ઉધાં ઉધાં; નશીબ વાંકાં તેથીજ જાણે સારી શિખામણ દેનારા તો સંતાઇ પેઠાં છે; દેવો બધા દૈવત વગરના થઈ ગયા છે, કે કોણ જાણે કાળની પક્ષ કરીં કાનોમાં આંગળીઓ ઘાલી બેઠા છે. કંઈ હરકત નહિ, બંધુઓ! નિડર રહો, ક્રોધાયમાન થયેલા કાળને ઉધમની આહુતીઓ આપો, ને દેશાટણની દખણા આપો. પછી કેવો રહે છે તે જોઇશું.

મૂળ આપણી થોડી મુર્ખાઇથી આપણે આપણા બાપદાદાની કીર્તિને કટાવી દીધી છે.

**મનહર.**

કરી મુરખાઇના રખાઇ ગઇ કીરતીને,
દોલત ન ખાઇ દૂર આજ તે નખાઇ છે;
ગભરૂની પેઠ ગભરાઇને ભરાઈ પેઠા;
ભરાઈ તીજોરી જેની ફોજ આ ભરાઇ છે;
મનની ચોખાઇના રખાઇ મુજ દેશી ભાઇ,
મોટાઇ ડુબાવનાર અદેખાઇ ખાઇ છે;
કમાઇ તમારી તો ખવાઇ ગઇ કલેશ થકી,
છોડો શરમાઇ ખોટી ટેવ જે † જમાઇ છે.

ભાગ્યહીન ભાર્ત વર્ષની ભુંડી દશા ભાળી, બીજાં કંઈ સાધન રહીત હોવાથી એક કલ્પિત ક્ષત્રિકુળ દીપકના મનમાં સ્વદેશ

† એકઠી થઇ.

સેવાની લાગણીઓ મૂકી વિદ્વાનો સમક્ષ મૂકવી, એવી ઉર્મી મારા મગજમાં થોડો કાળ થયાં સ્ફુરી નીકળી. પણ ઉમળકાને જ્ઞાનનો કંઈ વિચાર કર્યા વિના આશાઓએ દોડવા માંડ્યું એ ઉપરથી આ પુસ્તક લખવું પડ્યું છે.

મારા યથામતિ લખાએલા પુસ્તકમાંથી વિદ્વાન વર્ગ જ્ઞાન સંપાદન કરશે એ બોલવું તદન ખોટું છે. તેમ છતાં એમાંની ભૂલો કદાચ કંટાળો પણ આપશે; પણ એટલું તો કહેવાને હિંમત ધરૂં છું કે જે આર્યભૂમિના વતનીઓ સ્વાર્થમાં અંધ બની ધન સંચિત કરવાના મિથ્યા લોભમાં વળાખાં મારી રહ્યા છે, તે જો આ પુસ્તકને અથ ઇતિ વાંચે તો સ્વદેશ ભૂમિ પ્રત્યેના પ્રેમની કંઇપણ લાગણી થવી જોઇએ.

મુખ્ય પુરૂષ રામસિંહનો જન્મ રાજ્યમાંના એક મુખ્ય પટાવતને ઘેર થાય છે, ગત થયેલા રાજાના કુંવર જોડે મૈત્રી થાય છે. કંઈ કારણસર તેમનો મૈત્રી ભાવ તુટયા પછી રાજ્યપર આફત આવે છે, ને રાજા કેદ પકડાય છે. રામસિંહ નાસી ગયો છે, તેને ખબર પડે છે, તે પોતાના મિત્રને બચાવી સ્વદેશભૂમિ પુનઃ સંપાદન કરવા કેટલાંક સંકટો વેઠે છે, કેદમાં પડે છે. છૂટી નીકળેછે, અને લશ્કર ભેગું કરી, અંતે જય મેળવે છે. એટલોજ આ પુસ્તકનો સાર છે.

આર્ય બંધુઓ! આ પુસ્તકમાં મીઠી મીઠી વાતો લખી તમને રસ આપ્યો નથી. પણ મને યથાસ્થિત લાગ્યા તે તમારા દોષ ગાયા છે; તેથી આ પુસ્તક તમને કડવા ઓષડ જેવું તો લાગશેજ તોપણ

પીવા ભલામણ કરૂંછું, પુનરૂક્તિનો દોષ નહિ ગણગારતાં, મારે ફરીથી કહેવું જોઇએ કે આમાં ભૂલો હશે, પણ તે સુધારીને વાંચવા વિદ્વાનોને તો વિનંતિ કરવી પડશે નહિ.

વળી ઓછી અવકાશને લીધે પ્રુફ સુધારવામાં પણ ખામીઓ માલમ પડશે, તે પણ સુજ્ઞજનો દર ગુજર કરશે એવી આશા છે.

આ પુસ્તક છપાતા પહેલાં ગુર્જ્જર ભૂમિના પ્રખ્યાત કવીશ્વર શ્રી દલપતરામ ડાહ્યાભાઈ સી. આઇ. ઇને વંચાવ્યું હતું, એઓ સાહેબે એમાંની ભૂલો સુધારી યોગ્ય સુચનાઓ આપી છે. માટે બહુ આભારી થયો છું.

રા. રા. શાહ જેઠાલાલ પિતાંબરદાસે આ પુસ્તકની વધારે નકલો ખરીદવાનો ઉત્સાહ બતાવ્યો છે, માટે તેમનો ઉપકાર માનું છું. એવા સ્વદેશાભિમાની પુરૂષોની અવિચળતા ઇચ્છીએ છીએ.

**ચતુર્ભૂજ માણકેશ્વર. ભટ. (બડોલી)**

# PREFACE.

All things have their rise and fall in this world; it has been so with India. The selfish, luxurious lives led by wealthy people, their indifference to the wants of the poor and destitute—the loss of that national spirit, embodying love for one's native land—the neglect and decay of the arts and manufactures

which at one time made India famous, and the seemingly utter indifference among the wealthy Indians, regarding the wealfare of the country, are some of the causes, which have brought Indians to their present condition.

Let us be up and doing, my Country-men! Let us lay aside our habits of self indulgence and our indifference. Let each do whatever lies in his power for the wealfare of the land of his birth, and with God's blessings Indians shall yet take their places among the first nations of the earth. We are fortunate in having such a benign Government in that of our most gracious Empress Queen Victoria. The Government is doing its best for us, but it is we onrselves who hang back instead of manfully working for a position in the formost ranks.

This little book depicts the life of a noble patriot—Ramsingh, who did his utmost for the good of his Country-men.

What India wants is men willing and ready to take part in every movement for the benefit of the country and its teeming millions. God's blessing ever

rests on those who strive for the benefit of their native land, and we yet will see India included among the chief countries of the earth.

I take this opportunity of publicly thanking Mr. Dalpatram Dayabhai Kaviswara C. I. E. for his kindness in having so patiently listened to the reading of the story from the manuscript and for his kind suggestions thereon.

Chaturbhuj Mankeshwar. Bhatt.

( Badoli ).

## OPINION.

From the head master Mission High School,

*AHMEDABAD.*

An interesting book, well written and giving promise of better things in the near future. The young author bids fare to take his place among the successful Gujarati writers.

Sd./ C. Smith.

## અભિપ્રાય.

આ ચોપડી અમદાવાદની મીશન સ્કુલના સ્કૉલર ચતુર્ભુજ માણુકેશ્વર ભટે રચી છે, તેમાં સ્વદેશાભિમાનનો જુસ્સો બતાવવાની મતલબ છે, તે મતલબ સારી છે; આ વાર્તા એક કલ્પિત છે. તેમાં સ્વદેશાભિમાનના જુસ્સા સાથે, કોઈ કોઈ ઠેકાણે અદ્દભૂત રસ પણ ઠીક દર્શાવ્યો છે. આ તેનો પ્રથમ અભ્યાસ છે, તે ઉપરથી એમ જણાય છે કે, પુસ્તક લખવાનો અભ્યાસ તે ચાલુ રાખશે તો આગળ જતાં સારાં પુસ્તકો લખી શકશે. તેણે પદ્યાત્મક કવિતા રચવાનો પણ અભ્યાસ કરેલો છે. આવા ઉછરતા વિદ્યાર્થિઓને સ્વદેશીઓ ઉત્તેજન આપશે એમ હું આશા રાખું છઉં.

**કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ. સી. આઈ. ઈ. ની સહી.**

---

## મહેરબાન તુલજારામ ચુનીલાલ. ખાંડવાળા. (એલ. એમ. એન્ડ એસ.) ના ઉપકાર વિષે.

### દોહરા.

ચુનીલાલજી શેઠના, પ્રિય તન તુલજારામ;
શ્રેષ્ટ ગુણોનું ધામ જે, પ્રીતે કરૂં પ્રણામ. ૧
સીધીનું સાબૂ થકી, વાળ્યું ગોરૂં વાન;
તેનું તુલજારામને, મોટું ઘટે છમાન. ૨

## મનહર.

દાન દીધું જ્ઞાનનું ઉમંગ ધરી ઉર મહીં,
જે થકી મુજથી આજ ગ્રંથ આ લખાયો છે;
કથામાં કથાયો નથી, વારતામાં વાંચ્યો નથી,
નિર્ધનને જેણે આવો જ્ઞાન રસ પાયો છે;
પરદુખ હરણ, કરણ, સુખ ઝરણ આ,
આવ્યો ?! જેનો જશ ગુજરાતમાં ગવાયો છે;
શાબાશ ! હે ભારત જનની તને ધન્ય છે કે;
કળિમાં વિશ્રામ માટે જન આવો જાયો છે, ૧
તન તુલ્ય પાળિને અમુલ્ય દીધું જ્ઞાન; મુજ
મનને સુધારવાને ખરચી કમાઇને,
ભાઈ, પિતરાઇની, સગાઇથી સગાઈ વધે,
તેથી જશ ગાઈ નમું આજ હરખાઇને,
વૃદ્ધિ કરો વંશની, સમૃદ્ધિ સદા રહો પાસ,
આપું એ આશીશ હર્ષથકી ઉભરાઇને;
કહે છે ચતુરભુજ સુખ મળે સર્વ સ્થળે,
ચુનીલાલ તનુજ તુલજારામ ભાઇને. ૨



# इश्वरस्तुति.

## श्लोक.

**नत्वा सरस्वती देवींप्रणम्य पार्वतीपतीं ।**
**वीरस्य रामसिंहस्य चरित्रमिदमारभे ॥**

## વસંતતિલકા.

જેણે સૃજ્યા પૃથવિને ગૃહ સર્વ સારા,
જેણે સૃજ્યા શશી રવી વળિ દીવ્ય તારા;
જે ચિત્તવૃત્તિ જન કેરિ ભમાવનારા,
પોંચે નહીં જરીય અલ્પ વિચાર મારા. ૧

જેની સમીપ જન આપણુ સૌ જનારા,
પોંચ્યા ઘણાય મુનિ જંન વિચારનારા;
જેનું હું ચિંતન જરા કરતાં ભમું છું,
તે વિશ્વ વંદ્ય વિભુને ચરણે નમું છું. ૨

પૃથ્વી પરે નિરખિ આ રચના તમારી,
ઉલ્લાસ પામું ઉરમાં મતી જાય હારી;
દેખી પહાડ વળી ખુબ સમુદ્ર ખારા,
આવે વિચાર જગપાલ કહો તમારા. ૩

દેખી તરૂ કરૂં વિચાર પ્રભુ ઘણાયે,
અજ્ઞાનના પટ થકી કશું ના જણાયે;

છૂપ્યો રહ્યો જગતનાથ તું શું કરે છે?
શું? "ચોર" શબ્દ ઉચર્યે નહિ તું ડરે છે? ૪
શું ચક્ર વ્યોમ મહિં આ સઘળાં ફરે છે,
શું ખોળ રાત દિન તાહરી તે કરે છે?!
કે શું પછી ભ્રમણના કુપમાં પડયાં છે?
કે શું નિરર્થક પ્રભુજી તમે ઘડયાં છે? ૫

## ઈંદ્રવજ્રા.

ગોળ મટોળ ફરે પૃથ્વીનીજ સ્વામી તણી નક્કી શોધ કરે છે!
ક્યાં કરતાર ગયો મુકિ કામનિ આ અબળા અમથીજ ફરે છે?!
થાકી નહીં કંઇ શ્વાસ લલે વ્રત ભંગ થવાથી બહુજ ડરે છે!
*"હાય! દયા હિણ કંથ વિના ગતિ થાયશી" તેથી વળી થથરે છે. ૧

## સ્રગ્ધરા.

જો ઉંડો હું વિચારૂં, ભ્રમણ કુપ મહીં, ચિત્ત મારૂં નખાયે,
આરો મારો ન આવે, રખડું પછી પ્રભુ, ગ્રંથ ક્યાંથી લખાયે?
દૃષ્ટિ નાંખી અમીની, સ્તવન ચિત ધરી, બક્ષજો વાણી સારી,
વિશ્વેશા સુખકારી, નમું નિત નિત હું, વિનતી લો સ્વિકારી. ૨

* કોઈ કોઈ વખતે, પૃથ્વિને પોતાના સ્વામીની (ઇશ્વરની) ખોળ કરતાં એમ વિચાર થાય છે કે મારો કંથ દયાહીણ કેમ છે? જડતો કેમ નથી? ત્યારે તે કંપે છે અર્થાત્ ધરતીકંપ થાય છે.

# રામસિંહ.

## એક સ્વદેશાભિમાનિ શુરવીર પુરૂષનું અપૂર્વ ચરિત્ર.

### "રમ્યભુમીપર બે મુસાફરો."

નિર્મળ વેહેતી સરસ્વતી નદીની પૂર્વ દીશાએ ઝાડોની ડાખળીઓમાં અને જંગલમાં ચારે પાસ સાયંકાલ થયા પહેલાં સૂર્યનાં કિરણો સોનાની લાંબી ચળકાટ મારતી લાકડીઓની પેઠે ચાલ્યાં આવતાં હતાં. પક્ષિઓનું—મુખ્યત્વે ચકલાંનું, ઝાડોની ડાખળીઓમાં ચીંચીં કરવું મનપર ખુશકારક અસર કરતું હતું. દૂર ઘેર જવાવાળા ખેડુતો આખા દીવસ સુધી મહેનત કરી બળદોની પાછળ રાગડા ગાતા પાછા વળ્યા. લૂટારાઓના ભયથી દૂરથી આવેલા મૂસાફરો ભય રહીત જગ્યા શોધવાની આશાથી પગ દાબીને ચાલવા માંડયા. પક્ષિઓ માળા ઉપર ઉતાવળે જવા લાગ્યાં. સૂર્ય આ દુનિયાના લોકને અદ્દભૂત દાખલો આપતો આપતો અમેરિકા તરફ નીકળી પડયો. તેના જવાએ આ દુનિયાંને શાંત કરી દીધી. પણ તેના ગયા પછી તરતજ કોઇ અલૌકિક પણ અનુભવી રાજાને આ દુનિયા ઉપર રાજ ચલાવવાનો હુકમ થયાથી તે તરતજ આવી ખડો થયો. "પડયા ઉપર પાટૂ" તેમ સૂર્ય અસ્ત થયો જોઈ ચકોરપક્ષી અને

ચંચળ યૂવતીઓ હર્ષ પામી! જાણે કોઇ નવા રાજાનો ઢંઢેરો ફેર-વાતો હોય તેમ દરેક શહેરને ગામડાંનાં દેવાલયોમાં ઘંટ વાગવા લાગ્યા. ચંદ્રે પોતાની સ્વારી આગળ ચલાવી. પક્ષિઓના અવાજ શાંત થયા. જેમ કોઈ સ્ત્રી એક વસ્ત્ર મૂકી બીજું સજે છે તેમ પૃથ્વિએ પીળી પ્રચંડ સાડી તજી ધોળી—રેશમી સાડી સજી. નદીનાં નિર્મળ પા-ણીપર, ઝરાઓનાં, તળાવોનાં પાણીપર, ઝાડોપર, પહાડોપર, લલ-નાઓની મુખમુદ્રા ઉપર આ સાડીએ, (ચંદ્રના પ્રકાશે) અતીશય શોભા આપી એ બધાંને દીપાવી દીધાં. પોતાના પ્રતાપી રાજાને અસ્ત થયલો જોઈ, જાણે વિલાપ કરતી હોય તેમ નિર્મળ વહેતી નદીની ગતી કર્ણેંદ્રીમાં ખલ્ ખલ્ એવો સ્પર્શ કરવા લાગી. સર્વ પંખીઓ પોતપોતાના માળામાં સલાહશાંતિથી ચુપ થઈ ગયાં. ઉંઘી ગયાં. શીકારી પશુઓ શીકારની શોધમાં ફરવા નીકળી પડયાં. આ શાંત મિજાજના રાજાનો દાબ દુનિયાંપર એવો બેસી ગયો કે સઘળું શાંત થઈ ગયું. આવે વખતે ચંદ્રના પ્રકાશથી, આંખને ખુશાલીના ખજાનામાં નાંખે એવા આ—રમણિય સ્થળમાંથી, જરા આઘેથી કંઇક નીચે પ્રમાણે સંભળાવા લાગ્યું.

### દ્રુત વિલંબિત છંદ.

"જલ જલાશયમાંથિ ખુટી ગયું!
"કંઈ ન આવક! રે! દુખ શું થયું?!
"જીવ બહુ મરશે જળના વિના!
"અરર ઓ પ્રભુ શી બનશે બિના?! ૧

"રીસ ચડે તો અમે શું કરીએ? અમારો ધર્મ અમારે બજાવવો જોઇએ; જીવ જંતુની તેથી કેટલી હાની થાય, તે તમે જાણતા નથી?"

તેની સાથેનો બીજો મુસાફર બોલ્યોઃ—

"ભાઈ, હા; એતો મેં બધું જાણ્યું, પણ ખઈ પૂછાવો તો હવે તો એ વાતમાં કંટાળો ઉપજે છે. ત્રણ ગાઉથી તમે એનું એ ટાયલું કર્યા કરો છો, પછી કહો, વારૂ, કંટાળો કેમ ન ઉપજે?

"ત્યારે બીજું શું કહું? સાંભળો લ્યો ત્યારે વળી ઈશ્વિર વિષે કંઈ યાદ આવે છે.

## ચોપાયા.

લક્ષ હાથથી લખાય નહિં ગુણ, એને ભજવા લક્ષ ધરો;
હાથ આવિયો જનમ ખૂઓ, જન મરણ સમે સાંભરશે ખરો.
તારો તે વિણ છે નહિં તારો, જગત મહિં ખૂંબ ખોળિ મરો;
તારણ દે કરતાર નકિ સરવે, વેલાસર ભક્તિ કરો. ૧

"આમ નાના નાના ટુકડા બોલે મને કંઈ ગમત નહિં પડે. રસ્તો છે લાંબો એમ કેટલાંક સંભારશો. એકાદ વાત આવડતી હોય તો બોલોને કે ગાઉ બે ગાઉ તો ચાલે.

"કાલે એક બ્રાહ્મણ પાસેથી એક વાત સાંભળી હતી, પણ બહુ લાંબી છે, લો સાંભળો ત્યારે કહું છું, એમાં સ્વદેશની પ્રીતિ ધરાવી, પોતાના સ્વદેશી બંધુઓને સુખ કરવા માટે એક પુરૂષ કેવાં સંકટો વેઠી અંતે ફતેહ પામ્યો છે, તે જોવાનું છે."

"ઓહો! આતો ધૂળમાં રત્ન ઢંકાઈ ગયું હતું! બોલો બાઈ, હવે ઉપાડો તમારી વાત."

# प्रकरण १ लुं.

એયગિરિ પર્વતમાંથી ધીમે ધીમે વહેતી નિર્મળ ધરૂઆવ નદી, જેના તટપર, બતક, બગલાં, સારસ વગેરે પક્ષિઓ કલ્લોલ કરી રહ્યાં છે, જેને બન્યે કાંઠે ખેડુતોનાં પોતાના નિર્વાહ અર્થે ખેડેલાં શોભિતાં—ફળદ્રુપ ખેતરો માલમ પડે છે, તેની ધરૂઆવ નદીને કીનારે અણુજીતપુર નામે મોટું નગર હતું. શયનમાં સુતેલાં બે માણસની પેઠે, આ નદીને શહેરની સાથે કંઈ નિકટ સ્નેહ હોય તેમ શહેરના મજબુત કોટની પાસે આવી ઘણી વખત તેને છોળો મારતી હતી. એ કોટ નરદમ શ્વેત પત્થરનો હતો, અને તેનો ઘેરાવો અઢાર ગાઉનો હતો; આ શહેરના કોટને સાતસેં, ઉંચા બુરજો હતા. તે બુરજો ઉપર મોટી મોટી તોપો ગોઠવેલી હતી. શહેરમાં વિદ્યાશાળા, ગૌશાળા, પુસ્તકશાળા, કસરતશાળા, અને ધર્મશાળાઓ પુષ્કળ હતી. પ્રત્યેક વર્ગના માણસોને રહેવાને માટે બીજા બીજા સ્થળો મુકરર કરેલાં હતાં. એ શહેરમાં ૮૪ ચૌટાં હતાં તેમાં સોના રૂપાના સીક્કા પાડવાની ટંકશાળો હતી. શહેર વચ્ચે માણેકચોક હતો, ને તે ખરેખર માણેકનોજ ચોક હતો, કારણ કે દરસાંજે તેમાં સવાસોમણ સોનું ઉછળતું હતુ. માણેકચોકમાંથી નાણાવટી તથા શરાફોની પેઢીઓમાંથી

ખણણ્ ખણણ્ એવો રૂપિઆ ગણવાનો અવાજ એટલો બધો આવતો હતો કે તે સાંભળીને બ્હેરા થઈ જવાય. દરેક બજારમાંના પહોળા રસ્તા, તેની ઉપર ગાડી ઘોડાની દોડાદોડ, તથા રસ્તા ઉપર આવેલી સરખી ઉંચાઇની ભવ્ય ઇમારતોની બાંધણી, કોઈ પરદેશીને અજાયબી પમાડતી. શહેરમાં બાગ બગીચા પણ પુષ્કળ હતા. તેમાંના ફુવારાઓમાંથી જોસથી પાણીની ધારાઓ ઉંચે આકાશ સુધી ઉડતી. બાગની અંદરની બેઠકો, તથા ગુલાબ, ચંપો, મોગરો, ચંબેલી, જુઈ, માલતી, એ સીવાય બીજાં, મગજને તર કરી નાંખે એવાં પુષ્પો કોઈ મુસાફરની આંખને મગ્ન કરવાને બસ હતાં. એ શહેરમાં દેવાલયો પણ પુષ્કળ હતાં. તે દેવાલયો ઉપરના ઘુમટો ઉપર ગોઠવેલા કંચન કળશ ઝકઝકાટ મારતા. શહેરમાં મોટામાં મોટું દેવળ નીલકંઠ મહાદેવનું હતું. વેદ ભણેલા બ્રાહ્મણો હમેશ એટલા બધા આવતા હતા કે મહાદેવની પૂજા નીરંતર ચાલ્યા કરતી. ધનાઢય હિંદુઓ, આખો દીવસ એટલા બધા દર્શન કરવા આવતા હતા કે દેવળનો ઘંટ નિરંતર વાગતો. ઘંટને પણ આળસુ થવાનું કારણ મળતું નહિ. સોનાના, હીરાના અને મોતીના અલંકારો સજીને, અને જરીથી સુશોભિત આભૂષણો સહિત્ ખમ્ ખમ્ કરતી સુંદરીઓના ત્રણ ત્રણ ચાર ચારનાં ટોળાં વળી આખો દીવસ મહાદેવનાં દર્શણ સારૂ આવતી. કેટલાક લોકો તો દેવળની શોભા તથા ભપકો જોવાનેજ આવતા હતા. અને ખરેખર તે દેવળ પણ તેવુંજ હતું. તેની વચ્ચે મોટો રંગમંડપ હતો. તેમાં પ્રખ્યાત ચીતારાઓ, એ યુદ્ધનાં, રામ રાવણનાં, દશ અવતારનાં ચિત્રો કાડેલાં હતાં. તેથી આગળ દેવળના

મુખ્ય ભાગમાં મહાદેવની મૂર્તિ હતી તેની ઉપર સોનાનું રત્ન જ-
ડીત છત્ર હતું. મુર્તીની આસપાસ બધા મળી દેવળના મંડપમાં
૯૯૯ થાંભલા હતા અને તે એવી યુક્તિથી• ગોઠવેલા હતા કે
કોઈથી એકદમ પૂરા ગણી શકાય નહીં. પાછલા ભાગમાં • બારી-
માંથી બહાર નીકળતાં ચોક આવતો હતો તેમાં સ્ત્રીઓ ગીત ગાતી
હતી. ત્યાંથી નીકળતાં દેવળની બ્હાર જવાતું હતું, મંડપમાંથી બહાર
નીકલ્યા કે મોટો ધોરી રસ્તો આવતો હતો. તેની સામે મોટો રા-
જમહેલ હતો. દેવળ અને મ્હેલની વચ્ચે ફક્ત આ રસ્તોજ હતો.
તે રસ્તા ઉપર ફાંકડા સ્વારો આખો દહાડો મજબૂત ઉંચા ઘોડા
ઉપર બેસી દોડાદોડ કરી મૂકતા. મ્હેલને કોટ નહોતો પણ તેની
આગળ કાળા પથ્થરની ભીંત મહેલને અડકીનેજ કરેલી હતી. તે
જાણે કોઇ યોધ્ધો મોટી ઢાલ પોતાની આગળ ધરીને ઉભો હોય
તેમ લાગતું હતું. રાજ મહેલમાં પેસતાંજ દરવાજા ઉપર નોબત
વાગતી હતી. અંદર પેઠા કે આરસપહાણની સપાટીવાળો ચોક
હતો. એ ચોકના મધ્ય ભાગે સુગંધમય ફુલોવાળો નાનો બાગ
હતો, એ ચોકના પશ્ચિમ ભાગમાં રાજ મહેલમાં જવાને માટે
મોટાં આરસપહાણનાં પગથિયાં હતાં. ને તે પગથિયાં ઉપર
સુંદીર રંગનો ગલીચો પાથર્યો હતો. દેશ પરદેશના ભાત ભાતના
સુંદર—ભપકાદાર સરસામાનથી આ મહેલને શોભિત કરવામાં
આવ્યો હતો. બારણામાં પેસતાંજ નાસિકા ઈંદ્રી ખુશ થઈ
જતી. કારણ કે પેસવાનાં દ્વાર સુખડનાં હતાં. બારણામાં કોત-
રણી કામ એવું ચતુરાઈ ભરેલું હતું કે દરેક બારીકીથી જોનાર

પુરૂષની આંખને ઘડી થોભાવી રાખતું હતું. ભીંતોપર ભપકાદાર કાચ કેટલેક ઠેકાણે મઢેલા હતા તે એમ ભમાવતા હતા કે ચારે બાજુ બીજાં દીવાનખાનાં આવાંજ છે. મોટા મોટા પ્રતાપી રાજાઓનાં અને સ્વદેશાભિમાની મહાપુરૂષોનાં અનુભવી ચીતારાને હાથથી ચીતરેલાં ચિત્રો આંખને લલચાવતાં હતાં. બારીઓના કાચના રંગ ભાત ભાતના હતા. નીચે ભોંયપર પાકા લાલ રંગના મુખમલનો સોનેરી બુટ્ટાવાળો ગલીચો પાથર્યો હતો. સુંદર રેશમથી મઢેલા સુખદાયક કોચ, તથા સોના રૂપાના પાયાવાળી ખુરશીઓ, વગેરે વગેરે બધા અમલદારોને માટે યોગ્ય આસનો હતાં. એ આસનોમાં સૌથી ભપકાદાર મહારાજા યશવતસીંહજીને બેસવાનું સીંહાસન હતું. તેમાં સોના રૂપાની કસર નહોતી. તેમાં મઢેલાં રત્નો ચળક ચળક કરી રહ્યાં હતાં. તેની આગળ મોટો રૂપાથી જડેલો મેજ હતો તેને રૂપાનો કડેરો હતો. એ મેજપર એક સોનાનો વાઘ તથા સોનાની બકરી બે મૂકેલાં હતાં. તે પોતાના કૃત્રિમ મૂખ ઉપરથી મહારાજા યશવંતસીંહજીનો ન્યાય સૂચવતાં હતાં. મ્હેલની અંદર લટકાવેલાં ઝુમરોના લટકતા કાચ પવનથી હાલતા તે વખતે તેમાંથી ખુશી કરે એવો અવાજ નીકળતો હતો. ઝુમરોની નીચે લટકાવેલાં લાલ લીલાં લોલક, સવારના ઉગતા સૂર્યનો અંદર પ્રકાશ પડવાથી જાણે હીરા લટકાવ્યા હોય તેમ લટકતાં હતાં. લોલક ઉપર થઇને ભીંત ઉપર ઇંદ્રિ ધનુષના જેવો પચરંગી પ્રકાશ પડતો.

આ વખતે કેટલાક અમલદારો આવ્યા હતા. કેટલાક આવવાના હતા. બે અરજદાર પણ દેખાતા હતા. એક વૃદ્ધ બ્રાહ્મણ અને એક

ગોવાળિઓ. કેટલાક અમલદારો બારીમાં રાજાની વાટ જોતા હતા, ને કેટલાક રાજાના ગુણ વિષે વાત કરતા હતા. કેટલાક નવા આવેલા લોકો મ્હેલમાં ભીંતપર કાચમાં " સ્વદેશપ્રીતિ " એમ ઉપર લખી નીચે લખેલું હતું તે વાંચવા મંડી ગયા હતા. આ વખતે પેલા બે અરજદારો પણ વાતો કરતા હતા. પેલો ગોવાળિઓ બ્રાહ્મણને કહે " આહા! આ મ્હેલ મને રહેવાને રાજા આપી દે, તો ખાવા એ ન માગું." બ્રાહ્મણ કહે " ભાઈ તારે તો કંઈ નથી, પણ મારે તો પેટમાં મોટી ચીંતા છે, કોણ જાણે હવે રાજા શો જવાબ આપેછે." આમ ચાલતું હતું એટલામાં મહારાજાના નેકી પોકારનારે સઘળાનું ધ્યાન ખેંચ્યું. પ્રાતઃકાળમાં તેજસ્વી તારાઓને નિસ્તેજ કરવાને અરૂણ જેમ ઉતાવળો રથ હાંકે છે તેમ મહારાજા યશવંતસીંહ એ કદમ આવી પોતાની સોનાથી મઢેલી તરવાર પાસે મૂકી પેલા રત્ન જડીત સીંહાસનપર બીરાજમાન થયા. બધાની આંખોનું આકર્ષણ જેમ બધી નદીઓ એકજ સમુદ્રને મળતી હોય તેમ રાજાના ભણી ગયું. અને ખરેખર! તેની દીવ્ય કાંતિ બધાની આંખનું આકર્ષણ કરે તેવી હતી. આ વખતે તેણે ઉજ્વળ—શ્વેત વસ્ત્ર પહેર્યાં હતાં, માથે પીળો ફેંટો, ગળામાં હીરાનો મોટો હાર તથા કપાળમાં કેશરનું તિલક કર્યું હતું. આ બધાનું પ્રતિબીંબ, જે પારસમણીના બાજઠપર તેણે પગ મૂક્યો હતો તેમાં આબેહુબ પડ્યું હતું. તેના મદનના જેવા સુંદર વદનપરથીજ તેનો પ્રતાપ, જણાઈ આવતો હતો. સત્યને ચાહનાર, પ્રજાનું પાલન કરનાર, વિદ્વાનની કદર જાણનાર, દીનપર દયા લાવનાર, યુદ્ધમાં જય મેળવનાર, ઇશ્વર

ભક્તિમાં નિયમીત સમયે લીન રહેનાર, ચોર, લુચ્ચા, ઠગારા તથા વ્યભિચારી માણસોને યથા ન્યાય શિક્ષા કરનાર, એવા આ પ્રતાપી મહારાજાની કીર્તિ સૂર્યનાં કીરણ પેઠે પ્રસરે એમાં કંઈ નવાઈ નથી. બીજા રાજાઓ એની કીર્તિ સાંભળી પોતાનું અભિમાન મૂકતા હતા. તીર, બરછી, ભાલા વગેરે શસ્ત્રોનો ઉપયોગ બરોબર કરી જાણનાર, રૈયત પ્રત્યે રાજાના ધર્મ શા છે તે જાણનાર, રૈયત સુખી તો પોતે સુખી ને રૈયત દુ:ખી તો પોતે દુખી એ સત્ય વાત મનમાં સમજનાર, તથા રૈયતને પુત્ર પુત્રીની તુલ્ય ગણનાર, પોતાની રૈયતને દુ:ખ દેનારની સાથે લઢી તેને ખેદાન મેદાન કરવામાં આનંદ માનનાર, એવા આ રાજાને રૈયત કેમ ન ચ્હાય? વાર તહેવારે ઘણાં નજરાણાં ધનાઢ્ય ગૃહસ્થો તરફથી આવતાં. જ્યારે રાજા પોતાના હાથીઘોડા સાથે બહાર નીકળતો ત્યારે નગરના લોકો તેની ઉપર સુગંધમય ફુલોનો વરસાદ વરસાવી પોતાનો પ્યાર જણાવતા. જૂઠ, ચોરી, લાંચીયાપણું, લોભ, વ્યભિચાર, વગેરે વગેરે દુર્ગુણો આ ઈંદ્રપુરી જેવા ગામમાં હ-તાજ નહિં. લોકો ઈશ્વરની પ્રાર્થના કરતા કે હે પ્રભુ! આ રાજાને અમર રાખજે. રાજા સીંહાસનપર બેઠા તે પછી કવિરાજે નિચે પ્રમાણે કવિતા રાજાના ધર્મ વિષે કહી સંભળાવી:—

કવિરાજ— **મનહર.**

રાજધર્મ આજ હું ઉચારૂં છું સભાની માંહ્ય,
ન્યાય એતો રાય સૂણો રાજતણું શીર છે;
દયા એતો દયાનિધી! દયા કરી સૂણો તમે,
થયા હાથ પગ જેથી રાજ બધું સ્થીરછે.

નીતિ નકી રાજ તણું અંગ મહારાજ સુણો,
રાજ અલંકાર મહીં નીતિ જવાહીર છે;
એક અવયવ જાય ક્ષય થાય શરીરનો,
સાચવવું રાય! જે આ રાજનું શરીર છે. ૧

માહારાજાને કાવ્યનો બહુ શોખ હતો. કવિરાજ બોલી રહ્યા કે તેમની તરફ દષ્ટિ કરી પૂછ્યું કે કવિરાજ! રાજ્યનું શરીર આપે વર્ણવ્યું પણ જીવ વગરનું શરીર શા કામનું?! રાજ્યરૂપી શરીરમાં જીવ કોણ?

કવિરાજ— **દોહરો.**

અવિચળ કિરતિ કવી કરે,
રાજ તણો જીવ એજ;
કવિ વિણ શબવત રાજ છે,
કવિ થકિ દીસે સતેજ. ૧

રાજા—કવિરાજ! કાવ્યમાં યુક્તિ કરેલી હોય છે એવી કવિતા કઈ?
કવિરાજ—અંતર્લાપિકા, પ્રબંધ, વક્રોક્તિ, ધ્વનિ, એકાનેકોત્તર વગેરે મુખ્ય છે.
રાજા—એકાનેકોત્તર એકે કર્યો હોય તો બોલો જોઇએ.

કવિરાજ— **દોહરો.**

શું સૌથી છે કામનું, કયું પ્રાણિ વિકાળ;
કોણ પકાવે ચીભડાં, વાઘરી સરિતા પાળ. ૧૦

ઉત્તર વાઘરી.

એમાં, વાઘરીમાં વા, વાઘ, અને વાઘરીએ ત્રણેઉત્તર આ-

વ્યા. આતો નાનો શબ્દ છે પણ એમ મોટા મોટા શબ્દોમાં પણ ઉત્તર આવે છે.

રાજા—અંતર્લાપિકાનો એકે નમુનો છે ?

કવિરાજ—એક રાજા મૃગયા રમવા વનમાં જતો હતો,તેને તેવામાં એક સ્નેહાંધ માણુસ મળ્યો; પ્રેમકલહને લીધે અરણ્યમાં નાસી ગયેલી તેની વિયોગિનીની શોધમાં તે હતો; રાજાએ તેને પુછ્યું કે ક્યાં જાય છે? ત્યારે તેણે ઉત્તર આપ્યો.

દોહરો.

ચપળ તરૂણિ રૂપાળિ ભુપ !
ગજ ગતિ માનનિ નષ્ટ;
શકે ગઈ સલુણી રણે,
પડે કાયને કષ્ટ.

એમાં બબ્બે અક્ષરને છેટે નામ નિકળે છે.

રાજા—કવિરાજ ! તાત્કાળિક કવિતા હાલ સંભળાવશો ?

કવિરાજ—ઇશ્વરની કૃપા હશે, ને આપનો હુકમ હશે તો તે પણ કરીશ.

રાજા—આ કચેરીના વર્ણનનું એક કવિત બોલો જોઇએ.

કવિરાજ—પોતાની કાવ્યશક્તિ બતાવી આપવા કવિયો કદાચ અયોગ્ય અને હાસ્યજનક વાણી કહાડે તો સજ્જનોએ ક્ષમા કરવી ઘટે છે.

રાજા—કવિઓના મોઢામાંથી નીકળતા ગમે તેવા કડવા શબ્દો તેમની વાણીના ને તર્કશકિતના માધુર્યથી મિઠા થઇ જાય છે.

કવિરાજ— **મનહર.**

સભા માંહે આપ પ્રભા કર પેઠ શોભી રહ્યા,
આપની પ્રભાથી આ સભા અતી શોભાય છે.
ઉજ્વળ ધવળ મુખ, વિમળ છો મન મહિં
સબળ સરસ સૈન્ય આપનું સદાય છે
ગાય જેની આગળે ગવૈયા ઘણાં ઘણાં ગીત
એવા રાજ, આપ પાસ ગરીબડી ગાય છે
[1]પ્રજાપર પ્રેમ એવા આપ [2]પ્રજાપતી રાય,
કરૂં શું વખાણ લંબ, [3]કર્ણ આ બધાય છે. ૧

મશ્કરો—શાબાશ ! ! કવિરાજ ! આ બધા ગધેડા કે ?

કવિરાજ—ના, ના; તમે સમજ્યા નહિં; આ બધા કરણ જેવા દાતાર છે એમ મેં તો કહ્યું.

પ્રધાન—કવિરાજ ! સ્ત્રીના ગુણ વિષે કંઈ, કરેલું છે ?

મહારાજા એટલામાં બોલી ઉઠ્યા કે.

"હજામમાં કેવા ગુણ હોય ?"

એટલામાં વળી સભામાંનો મશ્કરો બોલી ઉઠ્યો કે "વાંદરાના ગુણ કેવા હોય ? !"

કવિરાજ—મારા એક ચોકી પ્રબંધમાં ત્રણેના ગુણ આવે છે.

૧ પ્રજા=રૈયત, અથવા છોકરાં
૨ પ્રજાપતી=પ્રજાનો પતી, રાજા, અથવા કુંભાર.
૩ કર્ણ=એટલે કરણ (જેવા દાતાર) અથવા લંબ કર્ણ.

## ઈંદ્રવિજય છંદ,

નાર નવાણ કુંછંદી ગુણોનું, કુછંદ વળી ગરવી નરના,
નાર નવી રતી તુલ્ય હશે પણ મુલ્ય નહિં ગુણવાન વિના.
[૪]નાવી નવાણુ સુવાણુ વધાનું વદે શુભ લાભથકી જરના.
નાર જકી થઈ સર્વ હણે વળી ટીંખળી છે ગુણ વાનરના.




૪ નાવી=નાપીક (હજામ)નો અપભ્રંસ.

મશ્કરો—આવા આવા પ્રબંધોને કાવ્યમાંથી કંઈ ખાવાનું મળે છે? ભુખ લાગી હશે તો કાવ્ય રસ પીવાશે? પૈસા કમાવા એજ ખરી વાત છે.

કવિરાજ—તમારા જેવા માણુસ માટે મારો એક પુષ્પ કળી પ્રબંધ બરોબર છે.

### દોહરો.

અવર ધાર ન દિલજ ધરી, રીધ જલદી નરધાર;
ધાર, હાણ વિર! જરવિનાના, વિર! જર વિણ હાર.



આ થઈ રહ્યા પછી તરતજ બે અરજદારને મહારાજાની રૂબરૂમાં બોલાવ્યા. વૃદ્ધ પણ ઉમદા કુળનો બ્રાહ્મણ, જેના વાળપર વૃદ્ધાવસ્થાએ ધોળો રંગ ચડાવી દીધો હતો તે થરૂ થરૂ કાંપતો

નીચે પ્રમાણે બોલ્યો. "મહારાજ આપના શેહેરના દક્ષિણ ભાગમાં મારૂં ભપકાદાર ઘર છે, તેની પછવાડે સુગંધમય ફુલોથી ભરપુર તથા સારાં ફળવાળાં ઝાડોવાળું એક ઉપવન છે, તેમાંનાં અમુલ્ય ફળો રાતમાં એક રાક્ષસ આવી લઈ જતો; હાલ તે બંધ પડ્યો છે, પણ તેનું જોઈ એક મહા કદાવર કોઈ પુરૂષ આવી તે લઈ જાય છે, હું પુછુંછું ત્યારે કહે છે કે મને રાજા તરફથી હુકમ મળેલો છે, માટે શું? આપના પ્રતાપી–ન્યાયી રાજ્યમાં આમ અન્યાય છે?

રાજા—હે ભુદેવ, તમે પુજ્ય છો, તમે માનને પાત્ર છો. મારૂં કહેવું તમે સાંભળો. મારા રાજ્યમાં અન્યાય થાય એમ હું કોઈ દિન ઇચ્છતો નથી. તમારી વાત મને ખબર છે. હાલ કેટલાંક ગુહ્ય કારણોને લીધે, હું તમને તે કહેવા ઇચ્છતો નથી, પણ તમે હમણાં તો ઘેર જાઓ, નચિંત રહો. આપણી ભૂમીમાં કોઈ નર રત્ન પાકશે તે તમારા બાગનું રક્ષણ કરશે.

બીજો અરજદાર—ગોવાળિઓ આવી ઉભો રહ્યો, અને બોલ્યો. "મહારાજ અણુજીતપૂરથી આઘે એક અરણ્યમાં અમે ગાયો ચારીએ છીએ, ત્યાં એક ગૌર વર્ણની ગાય એક સ્થળે હમેશ એની મેળે દૂઝે છે, આ અજાયબ જેવી વાત જોતાંજ હું આપણા નગર વાસીઓને કહેવા આવતો હતો, એટલામાં એક બ્રાહ્મણ પુજા કરવા જતો હતો તેણે મને કહ્યું કે 'લોકોને કહેતા પહેલાં રાજાને કહી આવ' માટે આપની પાસે આવ્યો છું."

રાજાને આ જોવાની જીજ્ઞાશા થઈ, એકદમ તે પોતાના દીવ્ય આસન ઉપરથી ઉઠ્યો, તેની સાથે બધી સભા ઉભી થઈ. ગોવાળિઆને પોતાની સાથે આવવાનું કહ્યું, બંન્ને જણુ નગર છોડી એકલા આ અરણ્ય તરફ વળ્યા. શેહેરથી આ અરણ્ય એક ગાઉ આઘું હતું. ત્યાં ઝાડોની ઘટા બહુ હતી, અને લીલોત્રીથી તે ભરપુર હતું. ઘણી જાતનાં ઝાડો, આંબા, ચંપા, આંમલીઓ, વડ, લીમડા, આવળી, બાવળ, શેતુર, બોરડીઓ, રામફળ, વગેરે ભાત ભાતના ઝાડોને ફળ આવ્યાં હતાં. અહીં ઘણાં ઝાડ ચંપાનાં હતાં, તેથી આખા વનમાં તેની સુગંધ પ્રસરી રહી હતી. ધંતુરાના છોડ અહીં પુષ્કળ ઉગ્યા હતા, બીજાં અનેક જાતનાં ઝાડો, તે ઉપર આવેલાં ફળો, ફૂલો, તથા પક્ષિઓના મધુર અવાજ, આ અલૌકિક અરણ્યમાં, હોવાને લીધે, રાજા પોતે શું કરવા આવ્યો છે તેનું ભાન ભૂલી ગયો, આખરે ગોવાળિઆએ પેલું સ્થળ રાજાને બતાવ્યું. રાજાએ વિચાર કર્યો કે આવી રમણીય ભૂમી ઉપર જો માણસ એક વખત દુનિયા છોડી અહીં આવે તો નક્કી સૃષ્ટિની સઘળી જંજાળો ભૂલી જઈ, ઇશ્વરની આરાધનામાં એનું મન લાગે. નક્કી અહીં કોઈ દેવનો વાસ હશે, માટે મને એ મળે નહીં ત્યાં સુધી મારે અહીં બેસવું–ને અપવાસ કરવા. રાજહઠ, બાળહઠ, સ્ત્રીહઠ, ને જોગીહઠ, કોઈ દહાડો પૂરી થાય નહીં. બીચારો ગોવાળિઓ રાજા જેવા મહાપુરૂષને શું સમજાવી શકે? રાજાએ વસ્ત્ર કહાડી પાસેના તળાવમાં નાહી ઈશ્વરની આરાધના આરંભી. ગોવાળિઆને કહ્યું કે હું અહીં ત્રણ દીવસ સુધી બેશીશ. ત્રીજે દીવસે મને કંઈ માલમ નહિં પડે તો મારે

હાથે કમળપુજા કરીશ માટે તું જા. ગોવાળિયાને આ ગમ્યું નહિં. થોડા બીજા ગોવાળિયા ત્યાં હતા તેમની સાથે થોડે છેટે તે પણ ત્યાં રહ્યો. અપવાસ કરતાં એક દિવસ ચાલ્યો ગયો. બીજો દિવસ થયો, રાજાએ ઇશ્વરની ભક્તિ ઉત્સાહ પૂર્વક કરવા માંડી. બીજો દીવસ પણ ચાલ્યો ગયો. ત્રીજે દીવસે રાજા પોતાનું ધારેલું કામ કરવાનું છે એમ ધારી તૈયાંર થયો. આ સમયે સૃષ્ટિનું રૂપજ બદલાઈ ગયું. આકાશમાંનાં વાદળાં જાણે કોઈ રાજા ઉપર ચઢાઈ કરવી હોય તેમ ઉતાવળે-વેગે દોડવા લાગ્યાં. સૂર્યને ઢાંકી નાંખ્યો. પવનથી બધાં ઝાડો, ઉખડી જાય તેટલા જોરથી હાલવા લાગ્યાં. ઘડીકમાં અંધારા જેવું થઇ ગયું. અને રાજા જેવો કમળ પુજા કરવા તરવાર પોતાના હાથમાં લેવા જાય છે તેવોજ તેજસ્વી કાંતીવાળો એક જોગી અબૂધૂત આવી ઉભો રહ્યો, રાજાએ ઉઠી તેના ચરણમાં માથું મુક્યું. જોગી કહે, તારા તપથી હું ખુશ થઈગયો છું માટે જે માગવું હોય તે બોલ. રાજા કહે હે દયાસિંધું! હે જોગીરાજ! મારે જે માગવું છે તે આપથી અજાણ્યું નથી. આ સંસારમાં પુત્ર વિના મને અતીશય ખેદ થાય છે. પુત્ર વિના ગતી નથી. વાંઝીઆ રાજાના કોઈ શુકન લેતું નથી ને સવારના પ્રહરમાં મોં પણ કોઈ જોતું નથી; મારી પત્નીના દુઃખની તો વાતજ શી! મારૂં દુઃખ તેના દુઃખ આગળ કંઈજ નથી. પુત્રને રમાડવામાં, તેને પ્રેમથી બોલતાં શીખવાડવામાં, તથા તેને વાત્સલ્યથી ભેટવામાં જે સુખ રહેલું છે તે જ્યારે તેને સાંભરે છે ત્યારે તેનું હૃદય ભેદાઈ જાય છે. માટે એક પુત્રનું વચન આપો. "જોગી કહે"

તારી ઈચ્છા પૂર્ણ થશે, તેની સાથે મારો એક ભક્ત બહાદુર ક્ષત્રિને પેટ અવતાર લેશે, તે તારા પુત્ર સાથે મોટાં પરાક્રમો કરી જગતમાં નામના કરશે, જા, હવે, ઈશ્વિર સ્મરણ કરજે.”

## प्रकरण २ जुं.

સાંજનો સમય હતો. સૂર્યનારાયણ આ દુનિયાંનું રાજ છોડી હમણાંજ ગયા હતા. એટલામાં પુનમનો ચંદ્ર અણજીતપૂર શહેરપર પોતાના પ્રકાશનું આચ્છાદન કરતો આવીને ખડો થયો.

દેવાલયોપર, અને દેવળોપરના કંચન કળશપર ચંદની ખૂબ ખીલી રહી. બજારમાં વેપારીઓની દુકાનોમાં દીવાળી હોય તેમ રોશની થઈ ગઈ. આ વખતે રાજમહેલનો દેખાવ જુદીજ તરેહનો થઈ ગયો હતો; પણ પ્રિય વાંચનાર! આ રમ્યભુવનમાં રહેલી, સુશીલ, સદ્દગુણી, લાવણ્યમાં મદનની વામલોચનાની હરીફાઈ કરનાર, ચંદ્રને લજ્જિત કરનાર, તિમિર હોય ત્યાં પ્રકાશ કરી નાંખે એવી તેજસ્વી કાંતિવાળી, નભમાં બનતા વિચિત્ર ફેરફારો તરફ નજર કરી વિચારમાં ગર્ક થઈ ગયેલી, પોતાની મુખમુદ્રા ઉપરથી જગત્કર્તાની અદ્દભૂત લીલા સૂચવતી, અવર્ણિય સુંદરી કોણ હશે? શૃંગારગૃહની બહારની અગાસીની ચંદ્રે ઓપ ચડાવેલી ધવળ આરસપહાણની સપાટીપર, સુવર્ણના ચકચકીત પાયાવાળા છત્ર પલંગપર મુખમલના ગાદલા ઉપર બીછાવેલી સુગંધમય પુષ્પની ચાદર ખૂશબો મારીરહી હતી; આવા પલંગપર

સુતેલી, અને આકાશમાંથી ધીમે ધીમે સરી જતો ચંદ્ર, જાણે વાદળાંના સૈન્યને કવાયત કરાવતો હોય, અને તેથીજ તે જુદા જુદા આકારમાં બદલાઇ જતાં હોય એમ દેખાતા આ સુંદર દેખાવના વિચારમાં ગુંથાઈ ગયેલી મૃગના જેવાં લોચનથી પોતાના હરીફ ચંદ્ર સામું તાકીને જોઈ રહેનાર કોણ હશે?

શરીરે અલંકાર બહુ ન હતાં, કુદરતી ખુબસુરતીમાં, કૃત્રિમ ખુબસુરતીનું શું કામ છે? તેથી કરીને કંઈક દરજ્જે સૌંદર્યમાં વિશેષતા આવે છે ખરી. પણ એકલી કુદરતી ખુબસુરતી સ્ત્રીને શોભાવવાને બસ છે ખરી.

ગૌરવર્ણના ગોળ હાથે સોનાનાં કંકણમાં હીરા હતા તે ચળકી રહ્યા હતા. કાનમાં લીલી લાલો લટકી રહી હતી, અને ગળામાં મોતીનો હાર, તેના દીવ્ય દેહને શોભાવવાને બસ હતો. કમળને હટાવી દે એવા બેઉ ભેગા કરેલા કર છાતીપર પડેલા હતા. ખુશબોથી સુંગંધીત ચળકતા લાંબા શ્યામ કેશ નદીપ્રવાહ પેઠે છાતીપર બંન્ને બાજુએ વિખરાયલા પડ્યા હતા. હીરાજેવી પ્રકાશીત ચળકતી, કાળી આંખોથી ચંદ્ર સામું આનંદમય દ્રષ્ટિથી જોયાં કરતી હતી. એકલું જોઇ નહોતી રહી પણ તે વખતે તે ઉંડા વિચારમાં ગર્ક થયેલી હતી; તેની મુખમુદ્રાપર ઘડીમાં શોક છવાઇ જતો, અને ઘડીમાં તે હર્ષિત લાગતી હતી; વિચારમાં એટલી બધી ગર્ક થઇ ગઇ હતી કે પાસે પડેલી ચીજોનું કે પાસે આવનાર માણસનું પણ તેને તે વખત ભાન રહે તેમ નહતું. પાસેના બાગમાંનાં આમ્ર, કદંબ, લીંમડો, વગેરે વૃક્ષોમાંથી મંદ મંદ સુગંધમય પવન વારે વારે આવી તેના ઝીણા ગુલા-

ખી સ્તનોતરીયને, જાણે દર્શનાતુર હોય તેમ ઉડાડી મૂકે, પણ વિચારના વમળમાં ડુબેલી હોવાથી તેનું ભાનજ કોને છે?! તે એકદમ બોલી ઉઠી કે "અહા! ઇશ્વર! શી તારી લીલા! આ અનેક ગ્રહો તારી આજ્ઞાનુસાર નિયમીત છેટે રહી કેવી અજાયબી પમાડે તેવી રીતે ફરે છે?! એ તારો કેવો ને કેટલો બધો પ્રભાવ?! શી મારી વિચારશકિત? શું મારૂં ગજું? તારા અતોલ ડહાપણનો વિચાર કરવાને મારી બુદ્ધિ કેટલી? હું એક પામર પ્રાણી, તારા વિષે વિચાર કરતાં ગાંડછાના કુવામાંજ તમ્મર ખાઇને પડું છું! આ દુનિયાં શી? હું શું? તું શું?!! આ દુનિયામાં કેટલાંક સુખી, કેટલાંક રોતાં કકળતાં રાખવામાંજ તારૂં અદ્દભૂત ચાતુર્ય તેં બતાવી આપ્યું છે,—મને તેનો ખ્યાલ કેમ આવે? હું પણ એક કેવી સુખી."—"સુખી" એ શબ્દે તેને પોતાની સ્થીતિ વિષેના વિચારના વહેળીઆમાં તણાતી વેહેતી મુકી. અરે! હું શેની સુખી? મારે શું સુખ છે? મારે એકે પુત્ર નથી!! ઇશ્વરને ઘેર કેવો અન્યાય છે? રાજ સુખ ભોગવ્યું એમાં શું થઇ ગયું? મહારાણી શબ્દને વાંઝણી શબ્દ કેટલો ઝાંખો પાડશે?! વળી પુત્ર ન હોય તેની ગતી નથી. તે સામી મળે તો પણ અપશુકન ગણાય છે. લોકોમાં નિંદા થાય તે તો જુદીજ. અહો પ્રભુ! મેં શાં પાપ કર્યાં હશે. મેં પુર્વજન્મે કયાં શહેર બળાવ્યાં હશે, અથવા ગાયો મરાવી હશે, કે મારે પુત્ર નથી?! બીજું ગમે તે દુ:ખ ખમવા હું તૈયારછું, પણ હે પ્રભુ, જગદીશ! આ દુ:ખનો બોજો મારા જેવા નિરપરાધી પ્રાણીપર નાંખ્યો! શું તારી ઇચ્છા એવીજ થઈ? એજ તને ન્યાય લાગ્યો?—આટલું

બોલતાં આકાશમાંથી તારા ખરી પડે છે તેમ આ મહારાજા યશવતસીંહની મહારાણીની આંખમાંથી ટપટપ આંસુ પડવા માંડ્યાં! એ સુંદરિની શોકગ્રસ્ત થઈ ગયેલી ચિતવૃતીમાં વિવિધ વિચારો ઉત્પન્ન થયા.

જોગીરાજે વચન આપ્યા પછી રાજા તુરત ઈશ્વિર સ્તવન કરી ઘર ભણી વળ્યો. લોકોને ખબર થવાથી બધું સૈન્ય સામું ગયું, અને રાજા મોટી ધામધૂમથી શહેરમાં પેઠો. પોતાની પ્રિયાને મળ્યાને ત્રણ દીવસ થઈ ગયા હતા, તથા રાજાને ખબર હતી કે, મારી ગેરહાજરીમાં તે વિચારશુન્ય બની શોકાતુર થઈ ગઈ હશે, તેથી એકદમ તેની પાસે જઈ ઇશ્વર કૃપાથી બનેલી ખુશ ખબર કહેવી એવું ધારી તે મહેલમાં આવ્યાપછી તુરતજ પોતાના શયન ગૃહમાં આવ્યો. રાણી પોતાના વિચારમાં લીન હોવાથી સ્તબ્ધ થઇ ગઈ હતી. પણ પોતાના પુજ્ય પ્રાણુનાથને જોઇ, આ દીવ્ય પલંગપરથી એકદમ ઉઠી સપ્રેમ પતીના ચરણમાં માથું મુકયું. પોતાની પ્રિયાનો કોમળ કર ઝાલી રાજાએ તેને ઉઠાડી અને મનમાં પ્રફુલ્લિત થઇ કેટલીકવાર તેના અનુપમ મુખાર્વિંદપર દષ્ટિ કરી કહ્યું. " પ્રિયે ! આટલા બધા શોકમાં ગરક થઇ જવું એ વિદ્વાન સ્ત્રીને છાજે નહિં ખિન્ન થઇ ગયેલી તારી મુખમુદ્રા તારો ઉદ્વેગ સ્પષ્ટ સુચવે છે. તેંજ એક દિવસ કહ્યું હતુ કે "**यद्‍भावितद्भविष्यति.**" આવું જાણવા છતાં મિથ્યા શોક શું કરવા કરે છે? તારા મોંપરથી તેં હમણાં અશ્રુપાત કીધો હોય એમ લાગે છે ખરૂં ? ! પ્રિયે ! સત્ય હોય તે વિદિત કર."

રાણી—" પ્રાણનાથ, આપની પવિત્ર, પુજ્ય, આનંદમય મુર્તિને હું

મારી પાસે જોઉછું તેટલી ઘડી જેમ સિંહને જોઇ શિયાળ નાસે તેમ મારી ચીંતાઓ નાશ પામે છે; આપનાં દર્શન આજ ત્રણ દીવસે થયાં, આજ મને બહુ વિચાર આવવાથી મેં જરા નિદ્રાવશ થવાનો વિચાર કર્યો, આપના વિયોગથી આ પુષ્પ શૈય્યાએ શુળોનું કામ સાર્યું. બાગમાં બેસી જરા શાંત થવાનો વિચાર કર્યો, પણ બાગનો સુગંધી યુક્ત પવન મેંતો અગ્નિની જ્વાળા જેવો અનુભવ્યો. આથી અગારીમાં ચંદ્રની ખીલી રહેવાથી મેં ત્યાં બેસવાનો વિચાર કર્યો, વિચાર કરતાં કરતાં ઊંડા વિચારમાં પડી ગઇ, તેથી આખરે મને ખેદ થયો.

રાજા—" પ્રિયા ! આજ તને એક મોટી ખુશ ખબરની વધામણી કહેવાની છે; તારા પતિવ્રતપણાનો, અને દ્રઢ આશાથી કરેલી ભકિતનો બદલો ઇશ્વરે આપ્યો છે. એક અબુધત્ જોગીરાજે આપણને એક પુત્ર થશે એવું વચન આપ્યું છે. માટે શોક તજી ઇશ્વરનું સ્મરણ કર.

રાણી—મારા પ્રાણાધાર!!! આ સ્વપ્ન તો નહિં હોય ? આ વાત મને અથ ઇતી કહો, અહો ! ઈશ્વર ! મારી દયા જાણી ખરી ! કૃપાનિધિ ! આંધળાને આંખ આપવા તેં કૃપા કરી ખરી. હે પ્રભુ ! આજ તારો મોટો ઉપકાર થયો છે. "

રાજા—પ્રિયે ! ચંદ્રના આલ્હાદ આપતા પ્રકાશમાં, ચકચકીત થએલા આ અગાશીમાં, ઇશ્વરની લીલા વિષે હવે તારા મધુર સ્વરથી કંઇ બોલવાનીજ આ હર્ષમાં ન્યૂનતા છે.

રાણી—પ્રાણનાથ જેવી આજ્ઞા.

## શિખરિણિ વૃત.

બધી આ સૃષ્ટીમાં, વિવિધ પ્રભુ તેં પ્રાણિજ કિધાં,
કિધાં ઝાડો પા'ડો, જરૂર જનને જે સુખ, દીધાં;
પંશુ પક્ષી ઝાઝાં, જગત મહિં કલ્લોલ કરતાં,
રહી થોડા કાળે, મરિજઇ, અહા! ક્યાંય ઠરતાં!! ૧
નહિં જાણું તારી, અદભુત અહો ઇશ્વર ગતી,
દયા જાણો મારી, કરગ્રહી, મને દો શુભ મતી.
રહી આ સંસારે, તિમિર કુપમાં હું ભમું બહુ,
તમારે આધારે, તરૂં ભવતણો સાગર સહુ. ૨
ભમે માથે કાળ, પ્રભુજી જલદી તે પકડશે
વિભુ લ્યો સંભાળ, ત્રિભુવનપતી શી ગતિ થશે?
કાંધી છે આ જાળ, પૃથિવિ તણી જે માંહિ ફસિએ
બચાવી લ્યો બાળ, સ્વરગભુવને સઘ વસિએ. ૩

---

# प्रकरण २ जुं.

એક દિવસે સવારમાં અણજીતપુરના લોકો ઉઠી પોતપોતાને ધંધે જતા હતા, કેટલાક નદીએ ન્હાવા, ધોવા, તથા કેટલાક દુકાને જતા હતા. ધોરી રસ્તાઓ ઉપર પાણીનો છંટકાવ થઈ રહ્યો હતો;— દેવળોમાં પુજા થતી હતી. સ્ત્રીઓ નાહી, ધોઈ, ચળકતાં બેડાં માથે મુકી જતી હતી. મહેલમાં નોબતો વાગતી હતી. તે વખતે કચેરી

ભરાવાની તૈયારીમાં હતી. અને દીવાનખાનામાં કેટલાક અમલદારો આવી વાતો કરતા હતા.

એક કહે " મહારાજા યશવતસીંહને કેમ આજ રોજના કરતાં વાર લાગી ? હવે વખત થઈ ગયો છે, એ જ્યારે આવે છે ત્યારે આ બધા મહેલની શોભા એકદમ વધી જાય છે. શી એની કાંતિ ? એનામાં શૌર્ય, રૂપ, ચાતુર્ય અને સદ્દગુણ બધાંએ છે."

બીજો કહે " પણ તમને ખબર છે ? આટલા બધા સૂખમાં વળી એક બીજું મોટું સુખ વધવાનું છે. મહારાજાની રાણી ગર્ભવંતાં છે. એ ત્રણ દીવસમાં બાળકને જન્મ આપનાર છે."

ત્રીજો "હા હા !! દશેક મહીનાપર કોઈ સંત પુરૂષે મહારાજાને વચન આપ્યું હતું. ત્યારે તો હવે આપણા મહારાજાને સંપૂર્ણ સુખનો સૂર્ય ઉગશે."

" એ આવ્યા મહારાજા, જાઓ બેસો"

મહારાજા તખ્તપર બિરાજમાન થયા પછી દ્વારપાળે આવી વિનંતી કરી કે કોઈ પરદેશી ગવૈયો હજુરમાં આવવાની આજ્ઞા માગે છે મહારાજાએ તેને સત્વર પ્રવેશ કરાવવાનો હુકમ કર્યો.

ગવૈયાએ આવી મહારાજાને નમન કર્યું. મહારાજાએ તેના દેશ વગેરેનું નામ પૂછી તેની કળા બતાવવાનો હુકમ કર્યો અને ગવૈયાએ શરૂ કર્યું.

## રાગ ધ્રુપદ.

ઉષ્ણુ રૂતુ મહિં ભૂપ, તાપ જ્યાં અમાપ પડે,
ક્લાન્ત થયાં પક્ષિને વિશ્રાન્તિ વડ આપે છે;

વારિ તપે, રેણું તપે, ક્રોધિ જન મન તપે,
વારિદ વારિ દઈ શીતળ, તાપ કાપે છે;
તેવે સમે તરસથી, તપેલાં વિહંગ વળી,
દેખે છે તડાગ તીર, હર્ષ ઉર વ્યાપે છે;
એથી પણ અધીક સરસ આદર્યાનું ઠામ,
વિશ્રામ તમામને જ્યાં આપના પ્રતાપે છે.

રાજા—એનો સુર બહુ સરસ છે; એક શાલના જોટાનો એને શીરપાવ અપાવો.

ગવૈયાના ગાયા પછી રાજાએ કવિરાજને પૂછ્યું કે.

"કેમ કવિરાજ, ખુશીમાં"?

કવિ—"આપના સભ્યતાવાળા શબ્દો વળી હૃદયને અતીશય પ્રફુલ્લિત કરે છે."

રાજા—"આજ શેના વિષે વાત ચલાવશો? આપની પાસેથી કંઈ સાંભળવાને આતુરછું."

કવિ—"આપની ઇચ્છા હોય તેમ કરીએ."

રાજા—"કર્મ અને ઉદ્યમ વિષે કંઈ બોલશો? આ જગતમા તેની મોટી તકરાર છે."

કવિ—"ઠીક સાંભળો."

## દોહરા.

ચિતોડ નામે નગરમાં, વસે વાણીઓ એક;
નીત્ય એક વૈરાગીને, જમાડવાનો ટેક. ૧
આવ્યો કો વૈરાગી ત્યાં, આમંત્રણ દે શેઠ;

પ્રીતિ ભાવ ભોજન દઈ, ઠાર્યું તેનું પેટ. ૨
જમ્યા પછી વૈરાગીને, પ્રશ્ન પુછ્યો તે ઠામ;
"ઉદ્યમ પહેલો હોય કે, કર્મ કરે છે કામ ?" ૩
સાધુ કહે સુણ શેઠજી, કર્મ થકી સહુ થાય;
ઉદ્યમ ભલે કરી મરો, કર્મથી તણાઈ જાય. ૪
શ્રમ લઈને ઉદ્યમ કરો, બન્ને ભલે ભગવાન;
હોય નહિં જો કર્મમાં, કરે શું શ્રમ નાદાન.? ૫
બીજે દિને આ નગરમાં, બીજેને, શેઠને ઘેર;
વૈરાગી આવ્યો તહીં, જમીઓ રૂડી પેર. ૬
શેઠ કહે હે સંત! હું, સુગુણે પૂછું સવાલ;
ઉદ્યમથી સહુ થાય કે, કર્મ થકી? કો' હાલ. ૭
સંત કહે હે શેઠજી, ઉદ્યમથી સહુ થાય;
કર્મ ઉપર બેસી રહે, પેટ કદી ન ભરાય. ૮
જો ઉદ્યમ આજે કર્યો, ફર્યો નગર મોઝાર;
જમ્યો જમણ આજે અહીં, એ ઉદ્યમનો સાર. ૯
ઉદ્યમ વડે જગત નભે, નભે નભે ગૃહ સર્વ;
કર્મ ઉપર બેસી રહે, ગર્વી છોડે ગર્વ. ૧૦
વણિક પડ્યો વિચારમાં, એક કહે છે કર્મ;
બીજો કહે ઉદ્યમ વધે, મુજથી જણાય ન મર્મ.૧૧
બીજે દીને બોલાવીયા (બંન્ને) સંત દઈ સન્માન;
શેઠ કહે બોલો હવે, પૂરણ પામું જ્ઞાન. ૧૨
પછી શેઠ બે સંતની, સાથે સરિતા પાર;

ગયો બહુ જીજ્ઞાસુ થૈ, લૈ એકાવળ હાર. ૧૩
નાંખ્યો હાર નદી વિષે, શેઠે કરી વિચાર;
"જે જૈને એ લાવશે, તેજ નક્કી જીતનાર." ૧૪
કર્મ વાદી બેસી રહ્યો, બિજો ગયો જળમાંય;
કૌતુક એવું તે સમે, એક તુર્ત બન્યું ત્યાંય. ૧૫
સુંદરિ આવી કોઈ ત્યાં, સખીઓ સાથ અપાર;
ખીલ્યું યૌવન મદ ભરી, રૂપ તણો નહીં પાર. ૧૬
અલંકાર અંગે સજ્યાં, કંઠે ધરીઓ હાર;
મુકી તટે જળમાં ગઈ, ન્હાવાને તે હાર. ૧૭
સમડી આવી કોઈ ત્યાં, ઉંચક્યો સુંદર હાર;
તુરત પાંખ ફફડાવતી, ઉડી ગગન મોઝાર. ૧૮
માંયાં એક તાકી રહ્યો, સમડી કેરો કાળ;
બંદુક મારી બાપડી, સમડી મરિ તત્કાળ. ૧૯
હાર પડ્યો મુખમાંથી તે, કર્મ વાદીની પાસ;
લીધો ઉપાડી હાથથી, ઉર પામી ઉલ્લાસ. ૨૦
ઉદ્યમ વાદી લાવિયો, જળમાંથી તે હાર;
વાત વિચારી વાણીએ, શક છાડયો તે વાર. ૨૧

કવિરાજ બોલી રહ્યા કે એક દાસીએ આવી "રાણીએ પુત્ર પ્રસવ્યો" એવી વધામણી ખાધી! રાજાને આ સાંભળી હર્ષનો પાર રહ્યો નહીં. પોતાના સૂખમાં જે ખામી હોય છે તે પૂરી થાય ત્યારે માણુસને અતીશય હર્ષ થાય તેમાં નવાઈ નથી. તેને રગે રગે હર્ષ વ્યાપી રહ્યો. પૂર્ણ ભાવથી તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો બ્રાહ્મણોને

જમાડી, તેમને દાન આપવાનું કહ્યું. અને પોતે અને પોતાના સઘળા સૈન્ય સાથે ઉપવનમાં જઇ ત્યાં ઉજાણી કરી સાથે જમવાની પોતાની ઇચ્છા જણાવી. ઘોડા, હાથીઓ, નિશાન અને નોબતવાલાને સજ્જ થવાનો હુકમ કર્યો કર્ણેશ્વર મહાદેવના દેવળમાં જઇ૰ ઇશ્વરની આરાધના અંતઃકરણ પુર્વક કર્યા પછી સોના રૂપા તથા હીરા માણેકથી શણગારેલા હાથી ઉપર સુશોભિત અંબાડીમાં રાજા, પ્રધાન, ને કવિરાજ બેઠા. આગળ પાછળ ખુશી થઇ જાણે ખોંખારતા હોય તેવા રેશમી ઘોળી અને લાલ ધ્વજા વાળા સ્વારો હતા. અને વચમાં આ શણગારેલો હાથી, બધા શહેરીઓને ખુશી કરતો રાવણના જેટલા અભિમાનથી ડોલતો ડોલતો ચાલતો હતો. નિશાન ને નોબતના ડંકાથી બધું શહેર ગાજી રહ્યું. શહેરીઓએ પુષ્પોથી અંબાડી ભરી દીધી. એમ મોટી ધામધુમથી આ બધું લશ્કર શહેરથી થોડે દૂર સ્થળ ઠરાવેલું હતું ત્યાં આવી પહોંચ્યું.

ગ્રીષ્મ રૂતુના મધ્યાનકાળના પ્રચંડ સૂર્યે જંગલનો તમામ દેખાવ ફેરવી નાંખ્યો. તમામ ઝાડો, રસ્તાપરની રેત, પથરા વગેરે તપેલા હતા. ઉની અગ્ની જેવી જ્વાળ આવતી હતી. ફક્ત વડ, લીમડા, કે મોટા ફાલેલા આંબાની શીતળ છાયામાંજ ઘોડેસ્વારોને વિશ્રામ કરવાનું મલ્યું, અહિં ઉપવનના મધ્ય ભાગે કરેલી બેઠકમાં રાજા, પ્રધાન, તથા કવિરાજ બેઠા હતા, તેટલામાં એક ગરીબ ભરવાડે આવી ફરીઆદ કરી કે "મહારાજ! પેલા કોતરમાં એક મોટો વાઘ છે, એણે મારાં ચાર પાંચ ઘેટાં મારી ખાધાં!"

રાજા—"અરે!! એવો જુલમ! એ વાઘનો આ હાથે પ્રાણ

લઉ ત્યારે રહું!!! જે રાજાની પ્રજા દુઃખી છે તેનું જીવિત નકામું છે. કવિરાજ! ચાલો! એ વાઘને શોધી કહાડીએ."

કવિરાજ—"અત્યારે તે કોઇ રાજાઓ વાઘનો શીકાર કરતા હશે? અહીં ઘડી વિશ્રામ લઇશું એટલામાં સાંયંકાળ થશે એટલે એ બહાર નિકળશે. આવો, કંઇ રમત કહાડીએ."

રાજા—કવિરાજ! આજ મારા હાથમાં એ વાઘ મારવાનો વળવળાટ આવ્યો છે. માટે મેં નિશ્ચય કર્યો છે કે હમણાં નીકળવું. માટે આપણી સાથે જે કોઇ તૈયાર હોય તો તેમને આવવાને સત્વર હુકમ કરો. નહિં તો એકલા જઇશું.

કવિરાજે જાણ્યું કે રાજા માનશે નહીં તેથી લગભગ બસેં સ્વારો જે તૈયાર હતા, તેમને લઇ ભર જંગલમાં ઘાડી ઝાડી હતી ત્યાં ગયા. તલ મુકયા હોય તો તડતડ થઇ જાય એવી જમીન તપી ગઇ હતી. આવામાં કોઇ પશુ કે પક્ષી તો નજરે પડેજ શેનું? નીશાનના પડઘા પડવાથી બધું જગલ ગાજી રહેતું હતું. અહીં આવી બધું લશ્કર ઉભું રહ્યું. રાજાએ સામુ એક મોટું વાઘને રહેવાનું રહેઠાણ દીઠું, અને હુકમ કર્યો કે એની પાસે જઇ કંઇ નાદ કરો. તુરતજ એક જણે જઇ તતુડું ફુકયું કે એક વિકાળ વાઘ બહાર ધસી આવ્યો. વાઘ જેવો બહાર નીકળ્યો કે એકદમ કેટલીક બંદુકો છુટી. પણ થોડી તેને વાગી નહીં. ને જે વાગી તે એવે ઠેકાણે વાગી કે જ્યાં તેને મોટો ઘા પડે તો પણ તે ગણકારે નહીં. પણ આથી વાઘને વધારે શૂર ચડયું, ને છલંગ મારી સામો ધસી

આવ્યો, તેવીજ રાજાએ પોતે ગોળી મારી તે તેની ગરદનમાં વાગી. બીજા સીપાઇઓની ગોળીઓ કેટલીક વાગી ને કેટલીક ચુકી ગઈ રાજાની બીજી બંદુક વાઘના કપાળમાં વાગી. વાગતાં વાર ને તેણે ચક્કર ખાધી અને ભોંયપર પડ્યો, ભોંયપર પડતાં તેણે મોટી ચીસ પાડી તે સાંભળી વાઘણ બહાર ધસી આવી. પોતાના સાથીનું વેર લેવાને પોતાના જીવની બેપરવા રાખતી તે એકદમ આટલા માણસ વચ્ચે ધસી અને વાઘને પડેલો જોઈ એટલી બધી વિકાળ બની ગઈ કે હાથીની સુંઢપર ચડી જવા એકદમ કુદકો માર્યો.!

આ મહા જોરાવર હાથીએ એકદમ પોતાની સુંઢથી તેને ઝાલી થોડે દૂર ફેંકી દીધી. રાજા, પ્રધાન, અને કવિરાજને ઘણું સાવચેત રહેવાનું હતું. પણ તેઓ સમયસુચકતા રાખી, પોતાના બચાવની તૈયારી કરે તે પહેલાં વાઘણે બીજી છલંગ મારી આખી અંબાડી નીચે નાંખી ! બધા સ્તબ્ધ બની ગયા, પણ ત્રણે જણ માંહેથી નીકળી ગયા. રાજાએ બંદુક તૈયાર રાખી હતી તે વાઘણને મારવા જાય છે તેવીજ આ રાક્ષસી સ્વભાવની ક્રુર વાઘણે આ મહાપ્રતાપી રાજાની બોચી પકડી તેને નીચે નાંખ્યો. વાઘણના પંજા જોરથી ઝાલી પોતાનો બચાવ કરતો હતો તે વખતે વાઘણપર વરસાદની પેઠે બંદુકની ગોળીઓ વાગવા માંડી; પણ પોતાના દુશ્મનનું વેર લેવામાં વાઘણે કશું ગણકાર્યુંજ નહિ. કવિરાજ કહે શુરા ક્ષત્રીઓ! શું જુવોછો? તમારો રાજા મરી પરવાર્યો ! તમારાથી આટલું આ એક પ્રાણી મારી શકાતું નથી ? એમ બોલતાં વાઘણપર બહુ ગોળીઓ પડી, એક જણે વાઘણના કપાળમાં મારવાનું ધારી ગોળી મારી. પણ

કાળ વાંકો ત્યાં કોનું ચાલે ? તે ગોળી આ મહારાજાના શરીરમાં આરપાર ચાલી ગઈ! એટલામાં બે ક્ષત્રિઓએ આગળ જઈ તેણીની ગરદનમાં તરવારના જોરથી ઘા કર્યા ને બીજે ઘાએ વાઘણ અશુદ્ધ થયલાં રાજા ઉપર ઢગલો થઈ પડી. બધાએ યુક્તિથી રાજાને નીચેથી કહાડયો. તેનામાં બોલવાની શક્તિ નહોતી રહી. બધાએ જાણ્યું કે હવે બચવાની શી આશા? અરે ! આ રાજાને સ્વપ્નમાં પણ આવું દુઃખ હતું? પુત્રનાપ્રસવની ખૂશાલીમાં કાળ આનંદમાં નિર્ગમન કરવા આવેલા રાજાને આ શું દુઃખ? માણસ શુ ધારે છે ને ઇશ્વર શું ધારે છે? પ્રિય વાંચનાર ! આ દુનિયાનું મિથ્યા સુખ આવું છે. યાદ રાખવું કે આપણે માટે પણ એક દીવસ નક્કી કરેલો હશે, માટે આપણી ફરજ આળસ વગર બજાવી લેવી.

રાજાને ડોળીમાં ઘાલી બધા હતા તે ઠેકાણે લાવ્યા ઉજાણી ઉજાણીને ઠેકાણે રાખી, લોકો રાજા કંઇ કરતાં બચે તેને માટે ઉપાયો યોજવા લાગ્યા. પણ શું કરે ? ઈશ્વિર આગળ કોણ ડાહ્યું છે? તેનાથી થોડાજ શબ્દો બોલાયા. તેણે કહ્યું “કવિરાજ, તથા શાણા પ્રધાન! મેં મારા પુત્રનું મોં જોયું નથી. ઇશ્વરેચ્છા, મારા પુત્રને કેળવણી આપી હોશીઆર કરવો તમને સોંપુંછું. તમે હવે તેના ધર્મના પીતા છો, એને એના પોતાના ધર્મ શા છે તે નાનપણથી સમજાવજો, મારી પ્રીય રાણી—અરે ! તેને શોક કરવા દેશો નહીં. તેને હીંમત આપજો, મારી રૈયતને શોક કરવા દેશો નહિં. માર ઉપર મહાદેવજીની કૃપા છે. આ દુનિયાનાં સુખો મિથ્યા છે. તે છોડ ઇશ્વરના અક્ષય ધામમાં હું જાઉંછું, આપણે હવે સ્વર્ગમાં મળીશું

મને હવે અતીશય વેદના થાય છે. શ્રી જગદી–ઈ–ઇશ" એટલું બોલી તેનો આત્મા સૃષ્ટિના સરજનહારની હજુરમાં હાજર થયો.

# प्रकरण ४ थुं.

માણુસને માથે કેટલું દુઃખ આવી પડે છે? કેવા સુખી અને વૈભવમાં પડેલા, પોતાના પુત્રને જોયોજ નથી, પણ તેના જનમ્નાજ સમાચાર સાંભળી તેને જોવાને આતુર થયલા રાજાને, મોતના પંજામાં કેવો ફસી ગયેલો આપણે જોયો? આ દુનિયામાં ઇશ્વરીનીયમો એવા છે કે માણુસથી સમજાયજ નહિં. અતીશય સુખ આવે ત્યારે જાણવું કે કંઇ આફ્ત આવશે, માટે તેવે પ્રસંગે ફુલાયા વગર ચેત્તા રહેવું. અતીશય દુઃખ આવે તો પણ જાણવું કે એમાં કંઇ સારી વાત રહેતી હશે, અથવા, મારા ઉપર આ દુઃખ પડવું ઘટિત હશે, અને તેની ઇચ્છાને અનુસરી રહેવું.

દરેક માણુસની આંખમાંથી આંસુની ધાર ચાલતી હતી. રાજાના શબને શહેરમાં લાવવાનો વિચાર કર્યો. શહેરમાં આવ્યા ને શહેરીઓને ખબર પડી કે છાતીફાટ રોવા લાગ્યા. કોઇ કહે, અરે! હજુ કુંવરનું મોંતો જોયું નથી. શું ઇશ્વર તને આવુંજ ગમ્યું?

રાણી, પોતાના તુર્ત જનમેલા બાળકનું ભવ્ય કપાળ તથા તેની મોટી આંખ્યો, પ્રેમથી, મગ્ન થતી નીહાળતી હતી, તથા વાસલ્યભાવથી કુંવરના માથાપર હાથ ફેરવી, તેને ચુંબન કરતી હતી,

તે વખતે આ માઠા સમાચારનું હૃદયભેદક તીર, તેના અંતઃકરણમાં વાગ્યું. કુંવરને એકદમ નીચે મૂકી "હેં હેં" એમ કહેતાંજ તે ભોંયપર પડી, તેને મૂર્છા આવી, કેટલીક દાસીઓ પાસે હતી. તેમણે ઘણી આસનાવાસના કરી પણ રાણીને ભાન આવ્યું નહીં. થોડીવારે રાણી પોતાની મેળે ઉઠી ને કલ્પાંત કરવા માંડી "હે સ્વામી ! હે પ્રાણનાથ ! પ્રાણપતી ! હું આ સ્વપ્નું અનુભવું છું કે સત્ય છે ? અરે ! શું ખરી વાત? ! ઇશ્વરે શું એમજ ધારી મુકયું હતું ? શો પ્રભુનો કોપ ? અહો પ્રાણનાથ ! હવે મારો ને તમારો સદાનો વિયોગ ? હવે આપને કયારે મળીશ ? આપના મુખારવિંદમાંથી નીકળતા સુખદાયક શબ્દો હું કયારે સાંભળીશ? "પ્રાણનાથ" કહી પાનનું બીડું હું હવે કયારે આપીશ ? શું એ બધું ગયું ? એ બધા વૈભવ શું સ્વપ્ન પેઠે ચાલતા થયા ? હે ઇશ્વર ! મારો શો અપરાધ ! મેં શું પાપ કર્યાં હશે ? તારી દીન દાસીપર આ શો જુલમ ? હવે સુખના દીવસો શું ગયા ? નહીં નહીં ! પ્રાણનાથ હું પણ તમારી સાથેજ આવીશ. આપના પવિત્ર શબને ખોળામાં લઇ હું સતી થઇશ. આપણો પ્રેમ જુદો નહીં પડવા દઉં ચાલ, દાસી ! નવાં અંગવસ્ત્રો, અલંકાર વગેરે સત્વર તૈયાર કર. હું સતી થઇ મારા પ્રાણપતીને સ્વર્ગમાં મળીશ.

"બાઇ સાહેબ, આપ વિદ્વાનછો. આપની આગળ બોલવાની મારી મુર્ખ દાસીની અક્કલ કેટલી ? આપ વિચારવંત છો. આ નાનકડા કુંવરનું તમે કંઇ વિચારોછો ? આમ એકદમ અતીશય શોક કરી આ આપના પ્રિય બાળકપર નિર્દય થવું આપને ઘટે છે ? શી એની વલે? મહારાજાને તો સુખડની ચિત્તામાં અગ્નિદાહ પણ

દીધો. મેં આપણા વૃદ્ધ કવિરાજ તથા પ્રધાનને બોલાવવા માણસ મોકલ્યો—આ આવ્યા તેતો;

કવિરાજ:—આપના જેવાં શાસ્ત્રનિપુણ, સ્ત્રી આટલાં બધાં શોકાધિન થાય એ ઠીક નહિ. મહારાજા યશવંતસિંહજીની સેવા અમે યથાશક્તિ બજાવી છે, તે પ્રમાણે આપના હુકમને માન્ય કરી, આપની ઇચ્છાનુસાર હવેથી પણ રાજ્યમાં બંદોબસ્ત રાખવા પ્રયત્ન કરીશું. મહારાજાએ મૃત્યુ સમયે કહેલું છે કે "રાણીને શોક કરવા દેશો નહિ તથા બાળકને છોડી સતી થવા દેશો નહિ." એટલા માટે આપના પતી પ્રત્યે ખરેખરો પ્યાર બતાવતાં હોવતો તેમની આજ્ઞાનું ઉલ્લંઘન નહીં કરો. આપના કુવરને યોગ્ય કેળવણી આપો જેથી તેના પીતાના જેવો પ્રરાક્રમી પાકે. શોક કરવાથી શરીરે નુકશાન થશે તે સિવાય બીજું કંઇ નહીં થાય. ઇશ્વરના નિયમાનુસારે જે નિર્મીત હોય છે, તે થયા કરે છે. તેનો વિદ્વાન શોચ કરતાજ નથી. સુખી હોય તે વખતે તે અભિમાન—મદ રાખતા નથી, અને દુ:ખી હોય તે વખતે હીંમત હારતા નથી. માટે આપને હીંમત ન હારવી જોઇએ આપના પુત્રની તંદુરસ્તી જાળવી, ઇશ્વર સ્મરણમાં કાળ ગુમાવવો એ અમારી પ્રાર્થના છે. હમારૂં રાજ્ય સંબંધી કામ કુંવર કિશોર વયમાં છે ત્યાં સુધી અમે બજાવીશું, હાલ, અમે રડતી પ્રજાને ધીરજ આપવા જઇએ છીએ.

કવિરાજના ગયા પછી આ સાધવી સ્ત્રી, જરા ધૈર્ય રાખી પાછી વિચારમાં પડી. "હે સૃષ્ટિના નિયંતા, પરમ કૃપાળુ પરમેશ્વર, તારી અપાર શક્તિની કળા કોઇ પ્રાણીને નથી. કેવા સુખી,

અને વૈભવમાં પડેલા માણસને દુઃખના ખાડામાં ઓચિંતો તું નાં-
ખી દે છે! મારા પ્રાણપતી, પુત્રના જન્મની ખૂશાલીમાં ઊપવનમાં
ઊજાણી માટે ગયા ત્યાંજ પ્રાણ ખોયો!! એ શું ઇશ્વર તને પણ
શોકજનક ન લાગ્યું? સ્વધર્મ બજાવતાં મર્ણ થયું, એટલું જાણી જ-
રા દિલાસો મળે છે. પણ તેં ધાર્યું હોત તો વિધીના અક્ષરને પણ તું
ફેરવી ન શકત! અરે! મારી તને દયા ન આવી? એમના મરણ
સમયના પવિત્ર શબ્દોને અનુસરી મારે આખો ભવ આ દુનિયામાં
રહી દુખના દુસ્તર દરિયામાં ગોથાં ખાવાં પડશે. એમની પવિત્ર મૂ-
ર્તિનાં દર્શન હવે હું કયે દહાડે કરવાની હતી? તેમની છબી દરરોજ
પૂજીશ. ઇશ્વર એમના આત્માને એના અક્ષય ધામમાં સુખ આપો!

દાસી—બાઇ સાહેબ, આ કુંવર આપની પાસે છે, અને રડે
છે, તે પણ સાંભળતાં નથી? આપ સમજુ થઇ આટલાં બધાં વિ-
ચારમાં લીન થઇ જાઓછો એ સારૂં ન કહેવાય; અતિશય વિચાર
કરવાથી ચિત્ત બગડી જાય છે. કોઇ પણ ચીજપર વારે વારે ઉંડા
વિચાર કરવાથી માણસનું ચિત્ત ભમી જાય છે. માણસ ગાંડું થઈ
જાય છે. એ આપ ક્યાં જાણતાં નથી?

રાણી—હું બધું જાણું છું, પણ મારાથી વિચારની ઊર્મિ જે
મગજમાં ઉછળી આવે છે તે રોકી શકાતી નથી. માણસ "શોક ન
કરવો તે સારૂં છે," એમ સમજતું હોય તેમ છતાં જ્યારે તેને પોતાને
કંઇ કારણસર એ વાતનો અનુભવ થાય છે ત્યારે ખબર પડે છે.
માણસનું મનજ એવું છે. મનરૂપી ઘોડાની લગામ બરોબર ઝાલી
રાખવી એ મહા કઠિણ કામ છે.

પ્રેમાશ્રુ ઢાલતી કુંવરને અમૃતપાન કરાવી દાસીને રમાડવા આપ્યો. રાણીના કરતાં શહેરના લોકોમાં શોક વધારે હતો. અણજીતપૂર શહેરમાં સઘળે અંધકાર વ્યાપી રહ્યો હોય એમ બધા શહેરીઓ જાણે મોંપર ઉદાસીનો બુરખો નાંખી ફરતા હોય એમ જણાતા હતા. સુર્ય પણ શહેરમાં બે ત્રણ દીવસથી ઉગતો નહોતો. જાણે કે પોતાની હાજરીમાં સુર્યે રાજાનું મર્ણ થવા દીધું તેથી અરજીતપૂરના લોકોને મોં બતાવવાને શરમાતો ન હોય, તેમ વાદળાં આખો દીવસ રહેતાં! બજારમાં, કચેરીમાં, નદીના ઘાટપર, નિશાળમાં, તથા કુવાપર સ્ત્રીઓ પાણી તાણતાં, પણ આની આ વાતો કરતી હતી.

# प्रकरण ५ मुं.

વખત એ માણસના હૃદયમાં રહેલા શોક નામના દરદનું અનુપમ ઔષધ છે. કંઇ આફત પડી હોય, કોઇ મોટા પ્રયત્નમાં નિષ્ફળ થયા હોઇએ, અથવા કોઇ સ્નેહીનું મરણ થયું હોય, તો વખતે કરીનેજ આપણા અંતઃકરણમાં રહેલી દિલગીરિ ઓછી થાય છે. અણજીતપુરના શહેરીઓની દિલગીરી પણ વખતે કરીને ઓછી થઇ. જેમ જેમ વખત ગયો, તેમ તેમ મરણ પામેલા મહારાજા પ્રત્યે રૈયત જે પ્રેમ રાખતી તેમાં ઘટાડો થયો. શુક્લ પક્ષના ચંદ્રની પેઠે વૃદ્ધી પામતા બાળરાજાનું હીત લોકો ઇચ્છવા લાગ્યા. પ્રધાન, કવિરાજ, તથા બીજા અમલદારોનો વહીવટ પહેલાંના જેવો ચાલતો તેથી લોકોને ઇનસાફ મળતો; ચોર અને ઠગારા તો શહેરમાં હતાજ

નહિં એટલે શીક્ષા કોને થાય? પ્રધાન કોઇ વખત બાળકુંવરને સાથે ગાડીમાં બેસારી શહેરમાં ફરવા લઇ જતા ત્યારે, લોકો પોતાની ભવીષ્યની આશાઓનો આધાર સઘળો એનીપર રાખી, તેની તરફ પ્રેમની દૃષ્ટિથી જોતા હતા.

અણજીતપુર શહેરમાં રાજાને સ્વર્ગવાસી થયાને વર્ષ લગભગ વીતી ગયું અને સઘળો શોક સમી ગયો, તેવામાં વળી મહારાજાના એક માનીતા પટાવતને ઘેર એક દીવસે પુત્ર જન્મ થવાથી એક ક્ષત્રી કુટુંબની સ્ત્રીઓ ભેગી થઇ મંગળ ગીત ગાતી હતી. એક ઘરડો માણસ સાકર વહેંચતો હતો, છોકરાં બારણા આગળ હરખાતાં હરખાતાં રમતાં હતાં. જોશી મહારાજ પુત્રનો જન્મ કયા ચોઘડીઆમાં થયો છે એ જોવા મોટી આશા રાખી, બારણા આગળ બેઠા હતા.

સર્વે સ્વદેશી બંધુઓનો શુભેચ્છક, ભવિષ્યમાં સ્વદેશદાઝ માટે અસંખ્ય દુઃખો સહન કરનાર આ ક્ષત્રિપુત્રનો જન્મ ચૈત્ર મહિનાના શુકલપક્ષમાં બીજને ગુરૂવારે થયો. એ ક્ષત્રી પુત્ર થોડા મહીનાનો થયો એટલે કુટુંબનાં દરેક માણસો, તેને હસાવવામાં, રમાડવામાં, ને તેને લઇને ફરવામાં મોટો આનંદ માનવા લાગ્યાં, તેનું ભવ્ય કપાળ, તેની નીચે, કાળી ભમર નીચે ચળકતી શ્યામ આંખ, અને તેના શરીરના બીજા અવયવો એવી કારીગરીથી ઇશ્વરે ગોઠવ્યા હતા કે જે માણસ તેને રમાડવા લેતું તે તેની સામુ બહુવાર જોઇજ રહેતું.

તેની કાંતિ જોઈ એમ કોઈ કહી શકે કે આ કોઇ મહાપુરૂષ થવાનો છે, અને ખરેખર વખત આવ્યે તેનું પ્રરાક્રમ વાંચનારથી અજાણ્યું રહેશે નહીં.

જરા બોલતાં આવડ્યું કે તેનું નામ **રામસિંહ** પાડ્યું. રામસિંહને ધીમે ધીમે ધીમે ચાલતાં આવડ્યું એટલે ઘરમાંથી આમ તેમ દોટો કાઢવા લાગ્યો. ભાતભાતનાં ચિત્રો અને રમકડાં રોજ ભાગી નાંખતો, અને રોજ નવાં માગતો. પાડોશીનાં અને કૂળીઆનાં છોકરાં જોડે આખો દહાડો રમતો, અને જમવા વખતે પણ તેને ખોળવા જવા પડતો. કોઇ કોઈ વખત ગામ બહાર ફરવા પણ તેને લઈ જતા. ધીમે ધીમે તેના મનમાં કુદરતી ખુબીઓએ પ્રવેશ કર્યો અને તેની અક્કલ ખુલતી ગઇ, જેમ જેમ ઉમરમાં વધતો ગયો તેમ તેમ તેની મનશક્તિ પ્રફુલ્લિત થતી ગઇ, પણ તેની મસ્તીથી તેના પીતાને ઘણી વખત કાયર કરતો, ઘણાં છોકરાંને દુઃખ દેવાથી તેમનાં માબાપ ઘેર લડવા આવતાં. નાનાં નાનાં બાળકો રમતાં હોય તેમને ધક્કો મારી નીચાં પાડી નાંખે; તેમને ચુંટીઓ ખણી રડાવે. કૂતરાં બીલાડાંને લાકડીઓ મારે, ઉંદરડાને પૂછડીથી પકડી બૈરાંના ટોળામાં મૂકી નાસાનાસ કરાવે, વગેરે વગેરે તેના તોફાનથી તેના પીતાને તે બહુ નડયો. પોતાના કૂળીઆના છોકરા ઉપર ઘણી મમતા રાખે ને તેના સામા જે પ્રતિપક્ષી છોકરાં લડવા આવે ત્યારે તેમને મારે તે જોઇને લોકો વાતો કરતા હતા કે આ મોટો થશે ત્યારે સ્વદેશાભિમાની થશે અને બહાદુરીથી કંઈ પ્રરાક્રમ કરશે એમ એનાં લક્ષણ જણાય છે.

રામસિંહનું મોસાળ ભાણુપુર કરીને ગામમાં હતું ત્યાંથી ઘણી વખત તેડાં આવતાં હતાં, તેથી તેના પીતાએ તેની મા સાથે એક દિવસ ત્યાં મોકલવાનો નિશ્ચય કર્યો, નીકળવાને દહાડે કુટુંબનાં

બધાં માણસે ગાડીવાળાને કહ્યું કે ભાઇ આ છોકરો જનાવર છે, એને સંભાળજો. મસ્તીખોર બહુ છે, રસ્તે એને ઉતરવા દેશો નહીં. વાંદરા સરખો છે. તમે ઉંઘતા હશો કે તમને પણ અડપલું કરી જશે.

ગાડીવાળો પણ ખબડદાર હતો. તે કહે "આ પરૂણો દેખ્યોસે, જરા દેખાડેશ કે ચુપ થઇજશે, હોવે !"

તેઓ બે ત્રણ દીવસ સુધી મુસાફરી કર્યા પછી, સહીસલામત મોસાળમાં આવ્યાં. સ્વાભાવિક રીતેજ મોસાળીયાં, ભાણેજ ઉપર વધારેપ્રીતિ રાખે છે. તેમ રામસિંહને અહીં ઘરનાં બધાં માણસોએ બહુ પ્યાર દર્શાવ્યો. પણ ભાઇ એક બે દીવસ પછી જાણીતા થયા એટલે ત્યાં પણ તોફાન કરવા લાગ્યા; અહીંતો કોઈ ઠપકો દેનાર ન રહ્યું એટલે રામસિંહ નિરંકુશ વર્તવા લાગ્યો, ગાયો ને ભેંશોનાં પૂંછડાં ઝાલી ખેંચે, અથવા તેના આંચળમાં દુધ દેખે તો વાછરડાની પેઠે ધાવવા મંડી જાય.!! ગધેડાં અને ભેંશોનાં પુછડાં ભેગાં બાંધી તેમને દોડાવે ને પછી શી ગમત થાય છે, તે જુએ ! બધાં છોકરાંને ભેગાં કરી દુકાનના છાપરાપર પથરા નાંખી ખાવાનું લે ! ઘણાં છોકરાંને મારે ને તેમનાં માબાપ ફરીઆદ કરવા આવે તેમને સમજાવવું એ તેના દાદાને મુશ્કેલ થઈ પડે.

ઘણા દિવસ થયા એટલે. રામસિંહના અટકચાળાંથી તેના દાદાને પણ કંટાળો ઉપજ્યો. તેથી તેમણે તેને અણજીતપુર મોકલી દઈ નિશાળમાં ભણવા મુકવાનું કહ્યું. તેની મા સાથે તે થોડા દીવસમાં અણજીતપુર આવી પહોંચ્યો. અણજીતપૂર શહેરમાં, રાજકુંવરો, તથા ખાનદાન ક્ષત્રી વર્ગના છોકરાઓ માટે ખાસ જુદી નિશાળ હતી.

રાજકીય કેળવણી આપવાને લાયક શિક્ષકો ત્યાં નીમવામાં આવ્યા હતા. ત્યાં રામસિંહને બીજે દીવસેથી મોકલવાનું ઘરનાં સઘળાં માણસોએ નક્કી કર્યું.

---

# प्रकरण ६ ठुं.

રામસિંહને આપણ હવે સારી રીતે ઓળખીએ છીએ. પણ પેલા ગત થયેલા પ્રતાપી મહારાજા યશવતસીંહના પુત્રને ભુલી ન જવો જોઇએ, પોતાની બાલ્યાવસ્થામાં કુંવર, પોતાની કોમળ—મધુર વાણીથી ટુંકાં ટુંકાં વાક્યો બોલી, પોતાની માને આનંદ પમાડતો. પુત્રના સુખમાં, પતિની હયાતીમાં ભોગવેલા વૈભવનું સ્મરણ રાણી કોઇકિ વખતજ લાવતી. કેટલીક અભણ અને મૂર્ખ સ્ત્રીઓ પાસે રહેવાથી છોકરાં મંદ અક્કલનાં નીવડે છે, પણ આ વિદ્વાન અને સદ્ગુણી રાણીએ આ સકુમાર કુંવરના મગજમાં શૌર્ય, અને પરાક્રનાં બી વાવ્યાં, અને તેના ફણગા પણ ફુટવા લાગ્યા. રાણી શૂરવીર પુરૂષની વાતો કરતી, તેથી કુંવરને આનંદ મળતો, અને ભવિષ્યમાં કરવાનાં પરાક્રમનાં ચીન્હો તેના મોં ઉપરથી આજથી જણાવા લાગ્યાં, કુંવર કોઈ વાતમાં વાદ કરતો ત્યારે, રાણી મનમાં આલ્હાદ આણી, તેને પોતાના કોમળ બાહુદ્વયમાં લઈ, બાથ ભીડતી, અને પ્રેમનાં આંસુ આંખમાં આવતાં. આ કિશોર વયના કુંવરનું નામ કિશોરસીંહ પાડવાનો રાણીને કોડ હતો તે કાયમ રહ્યો. એક દહાડો રાણી પ્રાતઃકાળમાં સ્નાન કરી, પૂજા કર્યા પછી રામાયણનો

પાઠ કરતાં હતાં, કુંવર પોતાની મા પાસે આમતેમ રમતો હતો, તે વખતે કવિરાજ, તથા પ્રધાન આવ્યા. રાણીને માતા તુલ્ય ગણી તેને યોગ્ય માન આપી, રામાયણ સાંભળવાની આતુરતા જણાવી, તેઓ થોડે છેટે બેઠા, અને કુંવરને કવિરાજે પ્રીતિપૂર્વક પોતાના ખોળામાં લીધો.

ઇશ્વરોપાસનામાંથી રાણી ઉઠયા પછી, રાજકારભાર વિષે થોડી વાત કહાડી. કવિરાજે કુંવરને શાળામાં મૂકવાની પોતાની ઇચ્છા જણાવી, રાણીએ સમ્મતી આપી. અને કુંવરને બીજે દીવસથી, શાળામાં યોગ્ય શીક્ષકના હાથ તળે મૂક્યો.

કુંવરનો શીક્ષક વિદ્વાન હતો, તથા રાજાના કુંવરોને ભવિષ્યમાં રાજ મળે ત્યારે કેમ વર્તવું, તે બાબતની કેળવણી આપવામાં તે હોંશીઆર હતો, પહેલે દીવસે તેણે બધાને યોગ્ય જગોએ બેસાડી, ઘેર જતાં પહેલાં નીચે પ્રમાણે રાજધર્મ વિષે બોધ દીધોઃ—

“ આ સૃષ્ટિના પરમ દયાળુકર્ત્તાએ સૃષ્ટિ સરજાવી, દરેક માણુણુસના સુખને અર્થે, અને દરેક માણુસને પાળવા, પોતાના ગુણમાંનો અંશ રાજાઓને બક્ષી પોતાના બાહુમાંથી આ દુનિયામાં ઉત્પન્ન કર્યા છે. જેમ પીતા પોતાના પૂત્રને પાળે છે, તેની સંભાળ બરોબર લેછે, તેને જોઇતી ચીજો પોતે અનેક પ્રકારનાં સંકટો વેઠી પૂરી પાડે છે, તેવી રીતે રાજાઓએ પોતાની પ્રજા પ્રત્યે વર્તવું એ તેમનો પહેલો ધર્મ છે; અમલદારો ધનાઢ્ય લોકો પાસેથી લાંચ લઇ રાજ્યમાં ગલફત ચલાવે નહીં તેની સંભાળ રાખવી. ગરીબ લોકો ઉપર સીપાઇઓ વગેરે જૂલમ કરે નહીં તે વિષે જોતા રહેવું.

પોતાના રાજ્યમાં,—શહેરમાં કે ઝુંપડામાં પડી રહેતાં કંગાલ લોકોની માઠી હાલત તરફ લક્ષ આપવું, તાપ ટાઢ વખતે, અન્ન અને અંગવસ્ત્ર વિના અનેક દુઃખો સહન કરવાં પડે છે, તે ઉપર દયા આણી તેમને દૂર કરવા યત્ન કરવો. તેમને દુઃખ પડે છે તેથી તે બીચારાઓની આંતરડી કકળે છે ને રાજાનું હીત ઇચ્છતા તેઓ બંધ પડે છે. વિદ્વાન લોકો પોતાના રાજ્યમાં હોય, અગર પરરાજ્યમાંથી આવે તેમની કદર જાણીવી. તેમની અવગણના કરવી નહીં. તેમની વિદ્વતાના પ્રમાણમાં તેમને બદલો આપી ખૂશી કરવા જેથી આપણી કીર્તિ વધે; અસલના ભોજ વિક્રમ વગેરે રાજાઓની કીર્તિ વધી તે વિદ્વાનોથીજ. તેમનું પરાક્રમ ક્યાંય દટાઈ ગયું હોત પણ વિદ્વાનોની—કવીઓની વાણી તેમનાં કૃત્યો ઉપર કાટ ચડવા દેતી નથી. વળી રાજ્યમાંના કારીગર વર્ગને ઉત્તેજન આપવું, તેમની ચાલાકી તપાસી, તેના પ્રમાણમાં તેમને ખૂશી કરી ઉત્સાહી કરવા, જેથી દેશની સમૃદ્ધિ વધે. બસ, હવે આજ તો આટલુંજ કહુંછું, કાલે વળી આગળ કહીશું, પણ જો આટલુંજ યાદ રાખી તે પ્રમાણે વર્તશો તો મોટો લાભ થશે. ને ઇશ્વિર તમારા ઉપર પ્રસન્ન થઈ તમારા આત્માને તેના અક્ષય ધામમાં પરમ સુખમાં સર્વદા રાખશે."

આ પ્રમાણે રોજ આ અનુભવી શીક્ષક વીષેશ વીષેશ શીખામણ આપતો, એક દીવસે બપોરે શિક્ષકની ગેરહાજરીમાં છોકરાઓ બધા રમતા હતા. આમતેમ દોડતાં મેજપર મૂકેલી મહેતાજીની પાઘડી કુંવરે પાડી નાંખી. પાઘડી ભાગી ગઈ, અને મહેતાજી વર્ગમાં આવી બેઠા અને પાઘડી ભાગવાનું કારણ પૂછ્યું ત્યારે બધાએ કૂં-

વરનું નામ લીધું. કુંવરે પોતે પણ કહ્યું કે મારાથી થયું છે. મહેતાજી કહે, "તમારે આગળ રાજ ચલાવવું છે, માટે તમારે તો ડાહ્યા થવું જોઇએ." કુંવરને ખોટું લાગ્યું, પણ મોં ઉપરથી જણાવ્યું નહિ. પોતાની ઉદ્ધતાઈ વિષેની ઉદાસી તેના મનમાંથી આખા દીવસ સુધી ગઈ નહિ. સાંજે ચાકરો ગાડી લઈ તેડવા આવ્યા ત્યારે પણ દિલગિરીના આવેશમાં. તેમનેઠપકો દીધો ને ગાડીમાં બેસવાની ના કહી. કુંવરનો સ્વભાવ જોઈ ચાકરો કશું બોલ્યા નહિ પણ ગાડી લઇ થોડે છેટે પછવાડે આવવા લાગ્યા. રસ્તામાં ચાલતાં કુંવર બે માણસો કજીઓ કરતા હતા તે જોવા ઉભો રહ્યો, એટલામાં પાછળથી એક મોટો ઉન્મત ગોધો, છલંગ મારતો આવ્યો, અને પાછળ આવનાર એક છોકરાએ દોડી કુંવરને આમ ખેંચી ન લીધો હોત તો બહુ વાગી બેસત.

કુંવર દિલગિરી ભૂલી ગયો. તેણે આ બહાદુર છોકરાનો ઉપકાર માન્યો, ને તેનો મોટો આભારી થઈ ગયો હોય એમ તેની સાથે વાત કરવા લાગ્યો. તેનું નામ પૂછ્યું. તે કહે, મારૂં નામ રામસિંહ છે. કુંવર એને પોતાના મહેલમાં તેડી ગયો અને ત્યાં તેનો આદર સત્કાર કરી તેને બહુ પ્યાર બતાવ્યો. નિશાળમાં આખો દિવસ ભેગા રહેતા, તેથી તેમની પ્રિતી દિનપ્રતીદિન બહુ વધી. રામસિંહને હમેશ પોતાના મહેલમાં બોલાવતો, તેની સાથે તેને જમાડતો તેથી બીજી રમતો ગમતો તેની સાથેજ કરતો. રજાના દિવસોમાં, શહેરમાં, બાગમાં, વગેરે ઠેકાણે બે મિત્રો જોડે ફરવા જતા. કુંવરને મિત્ર વિના ઘડી ચાલતું નહિ. કોઈ કોઈ વખત

જંગલમાં મૃગ્યા રમવા બે ભાઇબંધ નીકળી પડતા. રામસિંહની બહાદુરી જોઇ કુંવર અજાયબી પામતો. કોઇક વખત કવિરાજ તથા પ્રધાનને રામસિંહની બહાદુરીની વાતો પણ કરતો.

એક દિવસ નિશાળમાં રજા હતી, બપોરે રામસિંહ પોતાના મિત્રની પાસે આવ્યો. વિવિધ વિષયોપર વાતો કરતાં કંટાળો આવવાથી કુંવરે કહ્યું કે ચાલો આપણ ગામ બહાર જંગલમાં જઇએ. રામસિહ કહે સાંજ તો પડવા આવી છે. આ વખતે વનમાં મૃગયા રમવા જવું મને દુરસ્ત નથી લાગતું પછી તમારી મરજી ચાલો.

બન્ને જણ શસ્ત્ર સજી ઘોડેસ્વાર થઇ ગામની ભાગોળે આવ્યા. પછી કીશોરે કહ્યું તે બાજુએ બન્ને ચાલ્યા. જંગલના રમણીય દેખાવોએ આંખને મગ્ન કરી દીધી. આમ્રવૃક્ષ, આમલી, વડ, ચંપા, લીમડા, વગેરે અનેક જાતનાં ઝાડોને પાદડાં ખરી પડી નવી કુંપળો ફુટતી હતી. વળી પક્ષીઓના મધુર સ્વરોએ તેમને આગળ ચાલવાને લલચાવ્યા. તેઓએ ઘોડા આગળ ચલાવ્યા. જેમ આગળ વધ્યા તેમ ઘાડુંવન આવવા લાગ્યું. કિશોર કહે મિત્ર? અહીં કોઇ જાનવર કેમ માલમ પડતું નથી? રામસિંહ કહે, હાલ દીડો પ્રહરછે તેથી આગળ ચાલતાં મળશે ખરાં. પણ આપણે હવે પાછા ફરવું હું દુરસ્ત ધારૂંછું.

કિશોર—"થાય છે, મિત્ર ! અહીં જંગલમાં છતાં આપણને ફીકર છે?"

રામસિંહ—" ફીકર તો કંઇ નથી, તમારી મરજી હશે તો આખી રાત જંગલમાં તમારી સાથે ભટકીશ."

કેટલીકવાર રખડયા પછી કિશોરને એમ લાગ્યું કે પાછા ફરીએ પણ એટલામાં તેણે કેટલાંક હરણનું ટોળું જોયું. બન્ને જણ એ જુદાં જુદાં હરણની પાછળ પડ્યા. આ ચાલાક હરણોની ઝડપથી તેમના ઘોડાઓને બહુ દોડવું પડ્યું. કિશોર જે હરણની પછવાડે ગયો તેની ઝડપ બહુ હતી, તેને એક બે ગાઉ સુધી ઘસડી ગયું. આખરે સાયંકાળ વખતે અંધારૂં થવા આવ્યું હતું. તે વખતે હરણ જાણે અલોપ થઈ ગયું હોય તેમ નજરે પડ્યુંજ નહિ! આસપાસ જુએ છે તો અઘોરને નિર્જન વનમાં પોતે એકલો!! તેના ધારવામાં હતું કે રામસિંહ પછવાડે છે. પણ રામસિંહ જે હરણ પછવાડે પડ્યો હતો તેને તેણે જોયું કે તે પહોચાય તેવું નથી તેથી નિરાશ થઈ તેની પછવાડે જવું મૂકી દીધું. અને ચારે બાજુએ દૃષ્ટિ મર્યાદામાં જોયું ત્યારે કિશોર માલમ પડ્યો નહિ તેથી વિલાપ કરતો કરતો ઘેર ગયો હતો.

કીશોર નીરાશ થયો, પણ બીહે એવો નહોતો, એને પોતાના મિત્ર માટે મનમાં બહુ લાગણી થઈ. રાત અંધારી હતી, વળી શીયાળવાંની બુમો, વિકાળ અને ભયાનક જાનવરોની રાડો, અને તમરાંની કિકિયારીએ આખા જંગલને ભયાનક કરી મુક્યું આવે સમયે જંગલમાં ભટકવાનું આ પંદર વરસના સકુમાર કુંવરનું શું ગજું? ઘોડા ઉપર પોતે સ્વાર થયલો હતો. બંદુક ભરેલી તૈયાર રાખી હતી. તરવાર એક બાજુએ પટામાંથી ઝોલા ખાયા કરતી હતી. કટારી કમરમાં ખોસેલી હતી. ને ગળામાં પહેરેલો હીરો તિમિરમાં, મુર્ખ મંડળમાં વિદ્વાનની પેઠે ચળક ચળક થતો હતો. એક ઝાડ નીચે

થોડીવાર તે વિચાર કરવા ઉભો. પછી આગળ ચાલતાં જ્યાં જવાય ત્યાં જવું એવું ધારી ઘોડાને ચલાવ્યો.

પોતાના મિત્રની શી વલે? તે વિલાપ કરતો હશે? આ અરણ્યમાં સીંહ અને વાઘની જન્મભૂમીમાં મારૂં શું થશે? વગેરે વગેરે આ પંદર વર્ષના સકુમાર રાજકુંવરના મનમાં વિચાર આવ્યા તે વખતે તેની હીંમત કેટલી? જંગલમાં બધું શાંત હતું, તેથી સૂકાં પાંદડાં જે ભોં-યપર પડયાં હતાં તે ઉપર ઘોડો ચાલતો તેથી અવાજ થતો તે પણ થોડે દૂર સંભળાતો હતો. આવામાં વળી, જામગ્રી બંદુકના કાનમાં અડકી જવાથી એકદમ ભડાકો થયો, અને આખું જંગલ ગાજી રહ્યું! તેને એકદમ ફાળ તો પડી કે આ શું થયું. પણ હીંમત રાખી તેનું કારણ ધીરજથી તપાસ્યું. એટલામાં તેણે આઘે કોઈ માણસ રડતું હોય તેના જેવો સાદ સાંભળ્યો. તેણે ધાર્યું કે રખેને આ કોઈ ઠોગી ચોર—ઠગારો હોય! અથવા મારી માતુશ્રીએ કહ્યું છે કે ભૂત-તો છેજ નહીં પણ કદાચ હોય! જોઉં તો ખરો શું થાય છે? એમ કરી બંદુકનો ખાલી બીજો ભડાકો કર્યો. એટલામાં કોઈ ઠીંગણું મા-ણસ રડતું તેની પાસે આવતું જણાયું. કોઈ ડોશી જેવું જણાવાથી ભૂતની શંકા કરી પોતે ધસી તેની પાસે ગયો. ને મ્યાનમાંથી અં-ધારી રાત્રે પણ ચકમક થતી તરવાર કહાડી એકદમ બોલ્યો:— "કોણ છે? એ! બોલ! તું કોણ છે?" કંઈ જવાબ મળ્યો નહીં. તેથી ફરી બોલ્યો કોણ છે,? ભૂત છે? પ્રેત છે? વંત્રી છે? ડાકણ છે? ચોર છે? કે કોઈ નિરપરાધી પ્રાણી હોય તો પણ બોલજે નહીંતો એક કેળને કાપી નાંખતાં વાર લાગે તેટલી વાર લગાડીશ.

હું ક્ષત્રી છું. ધારીશ નહીં કે કોઈ કાચો પોચો છું! એવો હોઉં તો આ અઘોર અરણ્યમાં આ વખતે એકલો આવુંજ કેમ?

ડોશી કહે—"અરે! ભાઈ ક્ષત્રી પુત્ર! તું ધીરજ પકડ, મારી સામે તરવાર ઉગામી તું દોષમાં પડીશ. કારણ કે હું એક નિરપરાધી, અભાગા—ક્ષત્રાણી છું, ને દુઃખની મારી અહીં ભટકું છું. માટે મને મારતા પહેલાં તારે મોટો વિચા—અરે! પણ નહીં. ઓ! ક્ષત્રી પુત્ર! મને તારી પવિત્ર તરવારથી એકદમ સ્વર્ગ દેખાડી દે. વિલંબ ન કર મારાથી હવે વધારે સહન થઈ શકતું નથી. દીકરા, ચલાવ તારી તરવાર જોઉં આ ઘરડી ડોશીને દુખમાંથી કેવી ઉગારી દે છે! વિચાર કરવા રહીશ તો વાર લાગશે આ કામ એવું છે કે ઝટ કરી કહાડવું ચાલ સત્વર થા. વળી—

"માજી, માફ કરો" એટલું કહી એકદમ તે ઘોડા ઉપરથી ઉતરી પડ્યો. ડોશીને પગે પડ્યો. થોડેક છેટે ડોશીની નાની સરખી પર્ણકૂટી હતી તેમાં તે તેને લઈ ગઈ. અહીં એક તાપણી કરી અજવાળું કર્યું. બન્ને જણ તાપવા બેઠાં ઘોડાને પાસે બાંધ્યો કિશોરને ડોશીની બહુ દયા આવી ડોશીના મોં ઉપરથી તેની દિલગીરીનો વિચાર કરતાં તેનું હૃદય પીગળી ગયું. ફરીથી તેણે માફી માગી. ડોશીએ કેટલાંક ફળો આગળ લાવી મૂક્યાં. બન્ને જણ જમ્યાં શાંત થયાં કિશોર કહે "તમારી હકીકત નહિં કહો ત્યાં સુધી મારા મનમાં ચટપટી થયા કરશે. તમારા મોંપરથી સાફ જણાય છે કે તમે અસહ્ય દુઃખો સહ્યાં છે એ બધું કહેવા માંડો" ડોશી રડી પડી. તેનાથી બોલાયું નહીં. કેટલીકવાર બેશુદ્ધ

જેવી રહિ. પછી કહે "દીકરા, મારી હકીકત સાંભળવાથી તને કંઈ ફાયદો થવાનો નથી. ઉલટો તને ખેદ ઉપજશે, ત્યારે શું કરવા સાંભળવા માગે છે?" કિશોર કહે તમે વિલંબ ક્યા વગર બધું કહેવા માંડો, મારાથી બનશે, તો તમારૂં દુઃખ નિવારણ કરીશ. "ડોશી— દીકરા! ઈશ્વિર કરતો નથી તો તારાથી શું થશે? તારી ખુશી, લે સાંભળ ત્યારે, જો!:—

"હું પવિત્ર પીતાની પૂત્રી, ઉંચકૂળમાં જન્મેલી છું. ઉમર લાયક થયે, મને મારા લાયક ક્ષત્રી વેરે પરણાવવામાં આવી હતી. પણ, અફસોસ! બેટા! તે શુરા ક્ષત્રિએ કેટલાક પુત્ર મૂકી સ્વર્ગવાસ કર્યો. પછીની મારી દુઃખદાયક હાલત હું વર્ણવી શકતી નથી. મારી જુવાની કેમ બાળવવી તેની મને જુક્તિ જડી નહીં. પછીથી એક જુલમગાર મ્લેચ્છે મને પકડી ને જેરાવરી કરી ફરી તે મારો ધણી થયો. શી દુઃખની વાત કહું, બેટા! એક જન્મમાં બે જન્મ થયા પણ યાદ કર દીકરા, તેમાં હું નિરપરાધી હતી. જોર જુલમથી તેની ધણીઆણી થઈ રહેવું પડયું હતું. આની દોરી પણ દાતાએ ખેંચી લીધી. પછીથી તો ઘણા દીવસ સૂધી મારી ઉપર ઘણા આશકો મોહીત થઈ પડયા. એનું કારણ એટલુંજ કે હું જરા, રૂપવાન વધારે હતી. બળ્યું એ રૂપ! અને બળ્યું એનાથી મળતું સુખ! પરમેશ્વર કોઇને રૂપ આપીશ નહીં. તેનાથી તો ઉલટું દુઃખ થાય છે, તેનો અનુભવ મનેજ સંપૂર્ણ થયો છે, તેથી હું જાણું છું ને બીજો પરમેશ્વર જાણે છે. દમયંતીની ખુબ સુરતીથી શો બનાવ બન્યો છે? ગુજરાતના ઇતિહાસમાં માંધવની

સ્ત્રીની ખુબસુરતી એ કેવો દાટ વાળ્યો છે?! 'ઇલીયડ' નામના ઈંગ્રેજી પુસ્તકમાં સ્ત્રીની ખુબસુરતી એ શું બાકી રાખ્યું છે? આ સિવાય સ્ત્રીની ખુબસુરતીએ બીજા કેટલા ફેરફારો આ દુનિયામાં કર્યા છે?-અરે! પણ મારે તે ફેરફારોનાં શું છાજીયાં લેવાં હતાં?! હું મારી હકીકતમાંથી ઉતરી પડી. સાંભળ દીકરા, પછીથી રૂપને લીધે મારી ઉપર આશકોનાં વૃંદ ફરવા લાગ્યાં. ઝપ્પા ઝપ્પી થઈ, તેમાંથી જેનામાં ઝનૂન વધારે હતું તે જીત્યો. તેની સાથે મારે ઘરવાસ બાંધવો પડ્યો, આ ધણી મારો જે પ્રથમ ધણી હતો તેની ઓલાદનો હતો. આવીને પહેલવહેલાં તેણે મારા ઘરમાં શાંતિ કરી દીધી. છોકરાં લઢતાં વઢતાં, તેમના ઉપર યુક્તિથી ધાક બેસાડી તેમને નીતિની રાહે ચાલવાનું કહ્યું, તેમના જ્ઞાનપર કાટ ચડી ગયો હતો તે આ મારા હીતેચ્છુ ધણીએ કાડવા યત્ન કર્યો, તેમને માટે વિદ્યાલયો સ્થાપી, ને તેમનું શ્રેય ઇચ્છવામાં મારા સામર્થવાન ધણીએ પોતાની ફરજ માની. જાત્યાભિમાનનીને સ્વદેશાભિમાનની લાગણી તો દરેક કોમમાં હોય! દીકરા! એતો આ અભાગીયા-ફુટેલા નસીબના-અક્રર્મી, મારા દીકરાઓમાંજ હું નથી દેખતી!!! મુઆ એ દીકરા! મારે એ દીકરા નથી જોઇતા! જે જમીનપર તે વસે છે, તે જમીન જો ઉજ્જડ હોય તો, તે તેમના વસવાથી શોભે છે તે કરતાં સારી શોભે! તેમને હું કેટલા ધીક્કારૂં? અહો! પ્રભુઃ—

કિશોર—"અરે, માતાજી આ શું?! માથું શું કૂટો છો! તમે આવાં વિદ્વાન દેખાઓ છો અને આ શું? શું તમારા જેટલું દુઃખ કોઇને નહીં હોય? તમેજ જગતમાં પરતંત્ર છો? દુઃખના

દિવસ ગયા છે ને હવે શું છે? હમણાં તો સુખી છો? અરે! રડો નહીં, માજી, તમને જોઇ મારી હીંમત રહેતી નથી.

ડોશી "દીકરા! જો મારી હકીકત કહેવડાવી તેં આ સાર કહાડયો. આ વખત મારા મનની કેવી દુઃખદાયક હાલત.છે? હવે, મારાથી નહીં બોલાય, ચાલ હવે નિદ્રાવશ થઇએ. મને તો આજ ચેન પડવાનું નથી."

કિશોર "અરે! માજી, તમારી હકીકત પૂરી કહી રહો, ત્યાર પછી સુઈ રહીશું. તમારા ઉભરા કહાડી નાંખો એટલે તમારાથી રહેવાય. મને રસ પડયો છે માટે હવે રંગમાં ભંગ કરો નહિ. કૃપા કરીને આટલું બોલ્યાં તો હવે પુરૂં કરો.

ડોશી—મારી કર્મ કથા કયમે કરી પૂરી થશે નહિ. કયાંથી રહ્યું પાછું? હાંઃ હાંઃ સાંભર્યું. જો ત્યારે પોતાના પક્ષની લાગણી તો બધાને હોયજ. થોડો પક્ષપાત તો પરમેશ્વરને ઘેર પણ છે. આપણા અસલના બ્રાહ્મણોની પક્ષપાત જો,ને પછી વાત કર;બ્રાહ્મણોની પક્ષપાત કરી તેમને કેવા ચડાવી દીધા છે? જનમે તો બ્રાહ્મણ. મરે તો બ્રાહ્મણ જોઇએજ. લગ્ન પ્રસંગે તો બ્રાહ્મણ વગર ચાલેજ નહિ. પૂજા, વિધી વગેરે તો બ્રાહ્મણ વગર બીજા કોઇથી થાયજ નહિ. તપાસ કરીશ તો બધે એવુંજ માલમ પડશે. પણ ભાઈ, મૂળ મારો રૂપિઓ ખોટો ને બજારમાં મોકલું તે દોડયો દોડયો પાછોજ આવે તો? મારાં છોકરાંમાંજ મૂળ વાંધો ત્યાં બીજાની શી વાત કરૂં? શા એમના ગુણ ગાઉં? થોડા દહાડા ઉપર, મારા ધણીનેજ મૂળથી મારી નાંખવાનો વિચાર કર્યો હતો; પણ જાણતા નથી કે એને કજા રજા થયે બીજો

આવી ઝુંપડીમાં હાલ્લાં ચાર ખડખડતાં હશે તે પણ ઝુંટાવી જશે શી એનામાં ખોડ દેખી? પેલો પહેલાંનો કેમ તમારી આંખમાં આંગળીઓ ઘાલી જતો હતો? જોઇ એમની અક્કલ? જેના વિ- જયધ્વજ• નીચે રહી, સુખો ભોગવ્યાં તેની સામા થયા! ને તેમાંથી સાર શો કહાડ્યો, તેતો તને ખબર છે! રમણીય ભૂમીનાં ભવ્ય મેદાનોમાં યુદ્ધ પ્રસંગે, જે જે નુકશાન કે લાભ થયેલા, તેનું દ્વેષ- ભાવે સ્મરણ કરી, વૈર લેવા તાકવું એ મૂર્ખાઇનું લક્ષણ નથી? તે- થી કોઈ જાતનો લાભ થવાનો નથી. એ બધું છોડી દઈ એમનામાં સંસારીક રીવાજે જે જીંદગીમાં સુખદાયક હોય તે ગ્રહણ કરવા. પોતાનામાં ખરાબ હોય તે તેમનું જોઈ છોડી દેવા. એવી જાતનું ખરાબચાલ ન છોડી દેવાનું અભિમાન મારા પુત્રોમાં અસાધારણ રીતે ભરાઈ પેઠેલું છે. પહેલેથી કરતા આવ્યા તે કરવું. વખત ને અનુસરીને જે ફેરફાર કરવો ઘટે તે કર્યા વગર લાંબી મુસાફરીએ ભાગુ તુટું ગાડું ચલાવ્યાંજ કરવું! ગધેડાનું પુછડું પકડ્યું તે પકડ્યું- જ! લાતો વાગે પણ મૂકવું નહિ! આંખો છતાં હાથમાં મોટું વિ- લાયતી ફાનસ લઇ વહેમ કુવામાં ભુસકો મારવો!! પરદેશ જઈ પૈસો રળીઆવી મને આપવાની તો બાધાજ! અટકથી તો શાસ્ત્રમાં અટક- વાનું કહ્યું છે! દીકરા, મારે હાથે મેં પહેલાં મારા પ્રીય પુત્રોને પરદેશ મોકલ્યા છે; શાસ્ત્રમાં કંઈ એવું લખ્યું નથી કે સ્વદેશ છોડી પરદેશમાં ધન કે વિદ્યાને અર્થે ન જવું! મેં શાસ્ત્ર વાંચ્યાં છે જો દીકરા એમ કહ્યું છે કે વિદ્યાર્થીએ બ્રહ્મચર્ય પાળ્યા પછી સાત સ- મુદ્ર છે તે બધા ફરી આવી (એટલે આખી દુનિયાનું રટણ કરી

આવી) ઘેર આવવું અને હજી પણ તેની એક નીશાની રહી છે. જો, બ્રાહ્મણના દીકરાને ઉપવીત સંસ્કાર કર્યા પછી દોડાવે છે તે વખતે ગુરૂ પાણીની સાત લીટિ દોરે છે ને. તે લીટિઓને સાત સમુદ્ર કલ્પી પેલા અજ્ઞાન બાળકને તે ઉપરથી ચલાવે છે. તે સાત લીટી તે સાત સમુદ્રની નીશાની છે. ગુરૂ પોતે ન સમજે તો બીજાને શું સમજાવે? બ્રાહ્મણો વેદના મંત્રો પોપટની પેઠે મોઢે નિરર્થક બોલી જાય છે. અરે! તેથીજ આ આપણા સર્વોત્તમ ઇશ્વિરપ્રણીત પુસ્તકોનો કોઈ ભાવજ નથી પુછતું! આ શો વખત! એતો ચડતી ને પડતી! કેટલાક વિદ્વાનો વળી સંસ્કૃત શ્લોકોનો અર્થ જૂદો કરી પોતાના વિચારને ટેકો આપવાની તક સાચવે છે. ક્યાં દાખલા શોધવા બેસું. ભાઈ, ઉંઘ આવે છે. જ્યારથી આળસ, લોભ, દ્વેષ, લંપટપણું, વગેરે દુષ્ટ દૂર્ગુણોએ ઘરમાં વાસો કર્યો છે, ત્યારથી ઘરમાંનાં બેડામાંથી પાણી પણ નાસવા માંડ્યું છે. મારા પુત્રો અજ્ઞાનના પલંગપર આળસનો ચોવીસ હાથનો ચોફાળ ઓઢી ઘોં ઘોં ઉંઘે છે! નથી કંઈ વસ્તુની ગરજ, કે ખાધા પીધાની મોજ શીખ સિવાય નથી બીજું કંઈ ભાન. આ કુંભકર્ણની નિદ્રામાંથી જગાડવાને અને પેટ પોષાણાર્થે ઉદ્યમ કરવાને તન, મન, ને ધનથી યત્ન કરાવવા કયો વિરલો નરરત્ન કસીને કમ્મર બાંધે છે? અરે! કુંભકર્ણને તો છ માસનીજ નિદ્રા હતી, પણ આતો હજારો વર્ષની ગાઢ નિદ્રા કહેવાય, દીકરા તેમાંથી તો, જ્યારે ઇશ્વિર કૃપા હોય, અને સ્વદેશાભિમાની શૂરવીર પુરૂષોની વિદ્વત્તાનાં સખત વેણુની સોટીઓ ચમ્ ચમ્ વાંસામાં વાગે ત્યારેજ ઉઠે, અને પોતાના નિર્વાહ અર્થે ઉદ્યમ કરે,

મારા પુત્રો 'નશીબમાં હશે તે થશે' એવું ધારી નિર્વીર્ય બની, ઉદ્યમ રહીત બની ગયા છે. ભવિષ્યમાં આવનાર આફતો આપ સ્વાર્થે, અને લોભને દ્વેષના પડદા આડે ક્યાં નજરે પડે છે? દીકરા, મેં પુરાતન કાળમાં આખા જગતમાં શીરછત્ર મહારાણી પદ ભોગવ્યું છે, તે દાસીપણું ભોગવતાં મને કાંઈ નહિ થતું હોય કે? પણ શું કરૂં?! ચડતી અને પડતી દુનિયાની દરેક ચીજને સ્વાભાવિક રીતે અસર કરે છે તે સારી રીતે જાણુંછું! આપણે ત્યાં દીવસ હોય છે તો અમેરિકામાં રાત હોય છે ને ત્યાં રાત તો અહીં દીવસ હોય છે. બે સાથે હોઈ શકતાં નથી. મારાં બાળનો પણ શો વાંક કહાડું! મૂળ જાતેજ એવા, અને વખત પાંશરો નહિ. એવામાં વળી હજારો નઠારા ચાલ નડે છે. તેનું નિકન્દન એકદમ તેમનાથી થતું નથી. મારી અસલની પુત્રીઓ દ્રૌપદી, જાનકી, તારા, દમયંતી એ કેવી શાસ્ત્રમાં નિપૂણ હતી?! એવી કોણ થનાર છે! હાલની મારી પુત્રીઓની શી વાત કરૂં! તેમની બેવકુફી, ફુવડપણું, જંગલીપણું, વગેરે વગેરે અવગુણોને લીધે હું શી રીતે ઉંચી પાયરીએ આવું! અમારા ભેગી વસનારી આંગ્લભૂમીની ચતુર—ચારબાક સ્ત્રિયોની કેળવણીનો પણ કયાં દાખલો લે છે?! કયાં એક આંગ્લકુમારીને ક્યાં મારી એક પુત્રી! અરે! એવી સરખામણી કરતાં હું કશી વિશાતમાં નથી. ફુટચાં મારાં નસીબ કે મને અકર્મી પુત્રો મળ્યા!!! બસ બેટા! જવા દે હવે. મારી અસલની સ્થીતિનું મને જ્યારે પુનઃસ્મરણ થાય છે, ત્યારે મારાં રોમ ઉભાં થાય છે. એ વાત મને હવે પડતી મુકવા દે. મારી છાતી ફાટી જશે. મારૂં અં-

તઃકરણ હવે કહ્યું નથી કરતું. હું તને પેલા ઢગલા ઉપર પથારી કરી આપું ત્યાં તું જરા આરામ લે. આપણી વાતોમાં વખત ખુબ વહી ગયો. હું જરા ઇશ્વિર સ્તવન કરી પછી સૂઈ જઇશ. કારણ કે મારે નિત્ય નિયમ છે."

કિશોર ! " માજી ! તમારી વાત સાંભળતાં મારૂં અંતઃકરણ ભરાઈ આવ્યું છે. સહુને ચડતી પડતી તો ઇશ્વરેચ્છાનુસારે હોય છે. મને હજી વખત ગઈ છે તે છતાં ઉંઘ આવતી નથી. તમે ઇશ્વિર સ્તવન કરશો ત્યાં સુધી હું પણ તમારી પાસે બેશીશ. "

ડોશી—

### સોરઠા.

દયા કરો હે દેવ, દાઝ દુખીની જાણજો;
મ્હેર કરો તતખેવ, પામર પ્રાણી વિનવે. ૧
રખડે મારાં બાળ, ભૂખ તરસને તાપથી;
લે તેની સંભાળ, દયાળ છે હે દેવ તું. ૨
શીત રૂતુમાં હાય, અંગવસ્ત્ર વિણ વલવલે;
બળે ગ્રીષ્મમાં કાય, જર વિણ ઘર ક્યાંથી કરે ?! ૩
ક્યાંથી હવે સુખ આશ ? પ્રતાપી મારા પુત્ર તે;
આવ્યા તારી પાસ, મુજ સાટે માથાં દઇ. ૪
રવિ આથમતે આજ, તિમિર થયું સઘળે અહીં;
રાખ ! રાખ ! કંઈ લાજ, ઉપજાવી નરરત્ન કો ! ૫
અવધિ થઈ ઓ નાથ ! દુઃખની સીમા ક્યાં રહી ?!
આજ હું નમું અનાથ, સુખી કરો મુજ બાળને. ૬
નિરાધાર છું નાથ, દુખાબ્ધિમાં હું ડૂબતી;

દયા લાવી ગ્રહ હાથ, પાર ઉતાર કૃપાનિધી.! ૭
કંપે છે મુજ કાય! સ્થીતિ જોઈ મુજ બાળની;
કરવો શો.ઉપાય! સુજાડ સત્વર હે પ્રભૂ. ૮
ધનાઢ્ય જનની ખોડ, સુધાર હે જગદીશ તૂં;
સૂતા તાણી સોડ, ગરીબ તણી દરકાર શી?! ૯
ઉંઘેલ બાળ જગાડ, અતિશય ચિંતા થાય છે;
સુખનો સુરજ ઊગાડ, મુખથી માગું એટલૂં. ૧૦
જ્ઞાન સુધા વરસાવ, સર્વ સ્થળે મુજ બાળમાં,
બુદ્ધિમાન બનાવ, નિરાધાર છે બાપડાં. ૧૧
તુજપર સહુ આધાર, સહુને દેજે શુભ મતી,
જય! જય! જય! કરતાર, સ્વિકારજે મુજ વિનતી.૧૨

# प्रकरण ७ मुं.

પ્રાતઃકાળે ઉઠી, પુજ્ય ડોશીને દિલાસો આપી, તેની રજા માગી, કિશોર શસ્ત્ર સજી ઘોડા ઉપર સ્વાર થયો. તિમિરનો નાશ કરનાર, સર્વ પ્રાણીઓને ઉદ્યોગ કરવાનું સુચવનાર, સૂર્ય, ઝક ઝક થતો પુર્વમાં પોતાની ગાદી ઉપર આવી બેઠો. કરોડો ગાઉ દૂર છતાં, ત્યાંથી પણ સૂર્યે, ઝાડોની ઘટામાંથી પણ કિરણ મોકલી, કિશોરે કંઠમાં ધારણ કરેલા હીરાને બહુ પ્રકાશીત કરી દીધો. ચકલાં વગેરે પક્ષીઓ પોતાના મધુર સ્વરોથી આખા જંગલમાં કર્ણેંદ્રીને મગ્ન

કરી નાંખતાં, ઉદ્યમે લાગી ગયાં. જે ઝાડો રાતે કિશોરને ભયંકર લાગતાં હતાં, તેમણે આ પ્રાતઃકાળમાં તેને ખુશી કરી દીધો. રાત્રે આ ઝાડ કાળો વેશ ધારણ કરી આ વનમાં આવનાર માણસના ભયમાં વધારો કરતાં હતાં, પણ આ વખતે, તે ઝાડ ઉપરનાં ફળો તોડી ખાવા ઉપર સંપથી બેઠેલાં કપીવૃંદ જોઈ, આ વનની અનુપમ લીલા વિષે વિચાર કીશોરના મનમાં આવ્યો. આવા વિચારમાં ને વિચારમાં આગળ ચાલતાં એક નિર્મળ વહેળા આગળ આવી જ્યારે ઘોડો ઉભો રહ્યો, ત્યારે કિશોરનું ભાન આવ્યું. અહીં તે ઘોડા ઉપરથી ઉતર્યો, અને દાતણ પાણી કરી આ નિર્મળ પાણીમાં સ્નાન કર્યું. તે પછી સર્વવ્યાપક ઇશ્વરની સ્તુતી કરી, શસ્ત્ર સજી સ્વાર થયો, અને ઘોડાને આગળ ચલાવ્યો. થોડે ચાલ્યો એટલામાં થોડે દુર એક સુંદિર ઉપવનના મધ્ય ભાગે એક દેવાલય દીઠું. આમ્રવૃક્ષ, તમાલ, કદંબ વગેરે સુંદિર—સુખકર વૃક્ષોના મધ્ય ભાગે, ઝાડોની ઘટામાં થઇને બહાર નિકળતો, દેવાલયનો ધવળ આરસપહાણનો, સુર્યની પ્રભાથી ચકીત થયેલો, અગ્રભાગ, સુગંધયુક્ત પુષ્પકળીનો વિચાર મનમાં લવરાવતો હતો. સ્વપ્રજા અને સ્વદેશ રક્ષક નૃપની કીર્તિની પેઠે આ દીવ્ય દેવાલયમાંની ખુશબો સર્વત્ર પ્રસરી રહી હતી. પુષ્પ ભોગી ભ્રમર જેમ સુવાસનાના કુતુહલથી કમળ કુસુમ ભણી ખેંચાય, તેમ કિશોરસિંહ અશ્વને ઉતાવળે દોડાવતો આ અલૌકિક દેવળ સમિપ આવ્યો, પણ દેવળની નજીક આવતાં ધાર્યા કરતાં તેમાં કંઈ વિષેશતા માલમ પડવાથી તેને આનંદ મળ્યો; કારણ, કુન્દનના

અલંકારને હીરા દીપાવે છે તેમ આ સ્વર્ગીય દેવાલયમાં, મુગ્ધા વસ્થામાં—મદનગૃહમાં હજુ પ્રવેશ કરતી, કેટલીકબાળાઓને જોઈ તે સાનંદાશ્ચર્ય પામ્યો. પણ આ બધા બાળાવૃંદમાં, નભમાં તારકવૃંદમાં જ્યમશશી, માલતી લતામાં જેમ સુવર્ણવેલ, હીરા, માણેક, રત્નો, વગેરે પદાર્થોમાં જેમ કોહીનૂર, તેમ આમાં એક સ્વર્ગ માંથી ઉતરી આવેલી સ્વર્ગ ગંગા જેવી સર્વોત્તમ મુગ્ધાને જોઇ એ વિસ્મિત થયો ! દેવળની બહારના મંડપમાં, આનંદ દાયક વિવિધ આલાપમાં મગ્ન દેખાતી તથા તે ઉપરથી આજ કંઇ ઉત્સવનો દિન છે એમ સુચવતી બધી સખીઓ, દેવળની બહારના મંડપમાં બેઠી હતી. અને એ બાળા, સ્ફાટીકના મંડપમાં પ્રતિષ્ઠિત કરેલા, ચતુર્મુખી શીવલિંગ આગળ સકુમાર બાહુદ્વયનો સંપુટવાળી, ઉત્સંગપર રૂપાના થાળમાં પુષ્પ મુકી, શીવ સ્તવનમાં નિમગ્ન થયેલી હતી. પાસે એક સિતાર પડી હતી. તથા શીવને અભિષેક કરવાનો એક રૂપાનો કળશ મુકયો હતો. એનું તેજ સ્ફટીકના તેજમાં મળી જઈ આ મંડપ જાણે સોંદર્યનુંજ ગૃહ છે એમ સુચવતું હતું. શીવપુજાર્થે હમણાંજ સ્નાન કરેલું હોવાથી ચકચકીત શ્યામ કેશમાં મોતી ગુંથ્યાં હોય તેમ જલનાં બુંદ હજી રહી ગયાં હતાં, અથવા ગગનમાંથી શ્યામ મેઘજ જાણે કોઈ ગીરિ શિખરપર આવી રહેલા શીવલીંગપર અભિષેક કરતો હોય તેમ, સ્કંધપર આવી રહેલા શ્યામ કેશમાંથી પ્રસંગે પ્રસંગે અંદર રહેલા જલસીકર, હૃદયપર આવી રહેનાર શીવલીંગ સુચવનાર અંગના ભાગપર ટપટપ પડતા હતા ! દેવાલયથી બહાર ઉભો છતાં કિશોરસિંહ આ અલૌકિક દેખાવનો લાભ લઈ શકે તેમ હતું. થોડીવારે કમળ-

કરવડે કળશને ઉપાડી તેમાંનું હીમ જેવું, પુષ્પગંધવડે સુગંધયુક્ત થયેલું, ગાળેલી ચાંદીની ધારા જેવું નિર્મળ જળ મહાદેવપર રેડ્યું. તે પછી ચંદનનો લેપ કરી, પુષ્પ ચડાવ્યાં, અને અતીશય સૌંદર્યથી હરણ થયાની બીકે શીવનો આશ્રય માગતી આવી હોય તેમ, અને જાણે યોગ્ય વર માટે પાર્વતીવર પાસેથી શુભ વર માગતી હોય તેમ પાછી સંપુટવાળી આરાધનામાં જોડાઈ. મોહ જાદુથી જડ થઇ હોય ગયો તેમ સ્તબ્ધ થઇને ઉભેલો કિશોરસિંહ આ બધું જોઈ એને કોઈ સ્વર્ગીય દેવી ધારે, અથવા મનમાં ઈંદ્રજાળની ભાવના કરે તે અશક્ય નથી. પણ, અનેક તરંગોથી તેનું મન રોકાઈ ગયું હતું, અને આંખ તેના સૌંદર્યમાં રોકાઈ રહી હતી એટલામાં પાસે પડેલી સિતારને કોમળ કરથી સ્પર્શી, મધુર સ્વરથી આ સુંદરિ શંકરની સ્તુતી કરવા લાગી:—

### હોરી.

ત્રિવિધિ તાપ હરો ત્રિપુરારી.

ભવ ભય હારી, દુખ લો નિવારી, સંકટમાં સાય કારી,
શ્રી શંભુ કૈલાસપતી નમું, પાર્વતી પતી સુખકારી;
પ્રભુ લો દુખથી ઉગારી, ત્રિવિધિ તાપ હરો ત્રિપુરારી. ૧
અંગ ભભૂત, બન્યા અબધૂતજી, સુત ગણપતી સુખકારી,
કાનમેં કુંડળ, શોભે શીરેગંગ, સંકટ નાંખો સંહારી;
લહો શીવ વિનતી સ્વિકારી, ત્રિવિધિ તાપ હરો ત્રિપુરારી. ૨
આનંદી છો શંભૂ સદાયે, નંદી તણી છે સવારી,
વંદી કરૂ શીવ શૈવ તમારી, વાંચ્છા કરો પુરી મારી;
હું છું શીવ પુત્રી તમારી, ત્રિવિધિ તાપ હરો ત્રિપુરારી. ૩

આખા દેવળમાં ગાજી રહેતો આ મધુર સ્વર બંધ પડયો કે આ દીવ્ય મુગ્ધા શંભુને પ્રણામ કરી સખીઓ સમુહમાં બહાર આવવા ઉભી થઈ. તેની ગતીએ તેના લાવણ્યમાં આ વખતે વિશેષતા આણી. આ વખતની તેની દીવ્ય મૂર્તિ કોઇ પુરૂષની દૃષ્ટિ, સૃષ્ટીના ગમે તે પદાર્થપરથી એકદમ ખેંચી લઈ, પોતાની સન્મુખ સ્થીર રાખી, તેના મનમાં મદનનો ઉદય કરે તેવી, અને ચીત્તને ચોરી લઇ તેમાં વિકારો પેદા કરે, તેવી બની રહી. તેની અદ્‌ભૂત આકર્ષક શક્તિ જોઇ કિશોરસિંહ શું કરે? મોહરૂપી જાદુની જાળમાં ક્ષત્રિની હિંમત શા કામની?

સખી સમુહમાં આવી આ સુંદરિ, જાણે સરસ્વતીની પ્રતિમાજ હોય તેમ સ્ફાટિકના બાજઠપર બિરાજમાન થઇ. અને સખીને કહેવા લાગી:—

"સખી! આજ એકાદશીના શુભ ઉત્સવ સમયે માતુશ્રીએ અહીં પધારવાનું કહ્યું હતું, તે હજુ કેમ નહિ આવ્યાં વારૂ?"

સખી—બાઇસાહેબ! વીરેશ્વર મહાદેવપર અભીષેક કરાવી ભુદેવોને દાન આપવાને માટે રોકાયાથી સહજ વિલંબ થયો હશે. એ પધારે તેટલા વખત સુધી આપની આજ્ઞા હોય તો અમે કંઈ ગીત ગાઇએ."

"હા ઠીક, ત્યારે આ ચોકમાં તમે બધાં શીવસ્તુતી વિષે કંઈ બોલો."

સખીઓ—

*કરૂં સેવ મહાદેવ દુખહારી; (૨) સંકટ સમે સહાયકારીરે. કરૂં.
ધરણિ ધરણ સુખકરણ મને લો, જન્મ મરણથી ઉગારીરે. કરૂં સેવ.

* "કહાન, તમે પુરૂષ અમે નારી" એ રાગ.

ત્રિવિધિ તાપ મુજ હરણ ત્રિલોચન, દો ભવ દરિયે તારીરે. કરૂં સેવ.
જગતવંદ્ય જગદીશ તમોને, નમે સહુ નર નારીરે. કરૂં સેવ.
આ સૃષ્ટિમાં કષ્ટ નિવારણ શીવજીની સેવ સુખકારીરે. કરૂં સેવ.
વાંચ્છીત ફળદાયક દુઃખ ટાળક, લો શીવ વિનતી સ્વીકારીરે. કરૂં સેવ.

સખિઓ ગાતી હતી તે વખતે રાજકુંવરીની દૃષ્ટિ એકદમ કિશોરની દૃષ્ટિમાં મળી ગઇ! ક્ષણ રહી કુવરીએ નીચું ઘાલ્યું પણ શો પ્રેમનો—મોહનો પ્રભાવ! હજારો શસ્ત્રો કરતાં જેમાં વધારે બળ રહેલું છે, એ મોહને રાજકુંવરીની દૃષ્ટિ ફેરવતાં કેટલીકવાર?! સૌંદર્યમાં રતીવલ્લભને હઠાવી દે એવા પુરૂષોનો ત્યાગ કરાવી સ્ત્રીઓને સાધારણ માણસમાં સંતોષ રખાવે છે એ પણ મોહનું પ્રાબલ્ય! પ્રેમનો પાયો, સંતોષનું નિધાન, ને સુખનું ભુવન એ પણ મોહ! પ્રેમાળ દંપતિના કપટ રહિત હૃદયોમાં અહોનિશ વાસો કરનાર, ને વિદેશ ગમન વખતે ઉભય મનપર અસર કરનાર પ્રીતિનું જે મુળ તે પણ મોહજ! એ મોહ, આ રાજકુંવરીને નીચી દૃષ્ટિ કેમ નાંખવા દે? જરા વિનયને આધિન થઈ સખિ વૃંદમાં દૃષ્ટિ કરવા જાય એટલામાં સૌંદર્ય નિધી—કિશોરનું મુખ જોવાની જીજ્ઞાશા એને અટકાવી આમ ફેરવી નાંખે! સ્તબ્ધ થયેલો કિશોર બોલ્યો:—

## ઇંદ્રિ વિજય છંદ.

**સ્વર્ગ થકી પરિ આવી ખરી, સખી વૃંદ મહીંજ ખુશીથી ફરે છે;**
**છે રતી કે મતીશુન્ય થયો છું હું? રૂપ થકી મુજ ચિત્ત હરે છે;**
**ઇંદ્રતણી પતની વતની પરલોક તણી, અહીં આવી ખરે છે;**
**નિદ્ર મહી છું હું હાલ શું કે નકિ, આ સખીઓ અહીં ગાન કરે છે?!**

શું એનું સૌંદર્ય ? એના શરીરના અવયવો ઘડવામાં ઇશ્વરે કંઈ ન્યુનતા રાખી છે ? યૌવનના પ્રાતઃકાળમાં છતાં સૌંદર્યથીજ કેવો મોહપાસ રચી.મન હરણ કરે છે ? અહો ઈશ્વિર ! શું તારૂં અદ્‌ભૂત ચાતુર્ય ! એ સુંદરીનું કટાક્ષ મારી ચિત્તવૃતી ફેરવી નાંખવાને કેટલું પ્રબળ છે ? એ કુમારીકા મારી અર્ધાંગના ન થાય તો આ જૂઠા જગતમાં જીવવું મને જરૂરનું જણાતું નથી.

સખીઓ બધી ગાઈ રહી. કુંવરીને વિચારમાં લીન થયેલી જોઇ, એકે પુછ્યું " કેમ બાઇ સાહેબ, શા વિચારમાં છો ? લજ્જિત થયેલું હોય તેમ આપનું મુખ લાલ કેમ લાગે છે ?

કુંવરી— **સોરઠો.**

સામો ઉભો વીર, મદન તીર માર્યું **મને**;
વહે છ તેથી રૂધીર, મુખ મારૂં સખિ લાલ છે. ૧

સખી ! એના સૌંદર્યે મારૂં હૃદય કબજ કરી લીધું છે. તું જાને પુછ કે તે કોણ છે. કોઈ કુળવાન ક્ષત્રીપુત્ર હોય એમ લાગે છે.

સખી કિશોર પાસે આવી, અને તેનું નામ ઠામ પુછ્યું, કિશોરને તો એટલુંજ જોઇતું હતું. તેણે પોતાની વાસ્તવીક હકીકત કહી ત્યારે તે સખી પાછી પોતાની બાઈ સાહેબ પાસે જઇ તેને કહ્યું. કુંવરી કહે " સખી એ રાજપુત્રને કહે કે થોડીવાર અહીં પધારો, આપના મુખાર્વિંદનાં બે વાક્ય સાંભળવાને હું આતુરછું. સમુદ્રમાં જેમ નદી મળે છે તેમ આપના રૂપ ગુણમાં એકત્ર થઇ આપની અર્ધાંગના થવાનું મેંતો મારા મનમાં નક્કી કર્યું છે."

કિશોરે કહાવ્યું કે " ઇશ્વર તમારી ઇચ્છાએ જલદીથી પરિ-

પુર્ણ કરે એમ હું ઇચ્છુંછું, પણ જ્યાં સુધી લગ્નની ગાંઠે બંધાયાં નથી ત્યાં સુધી હું પરસ્ત્રી ગણી તમારી સાથે ભાષણ કરવું ઉચિત ધારતો નથી. અણજીતપુર જઇ હું પત્ર લખીશ. તમે પણ પત્રદ્વારે આપણા અરસપરસના પ્યારને પુષ્ટિ આપજો. તમારા પીતાની સંમતી લઈ લગ્ન માટે કોઇક સમય ઠરાવી, મને લખજો.

એટલું બોલી કિશોરે ઘોડાને ગામ ભણી ચલાવવા માંડયો. પોતાના ભવિષ્યના ભરથારને કુંવરી દૃષ્ટિમર્યાદા સુધી જોઇ રહી. થોડી વારમાં તે અદૃસ્ય થઇ ગયો. આ ગામ જોયા પછી કિશોરને રસ્તો સૂઝયો. તેથી તેણે એકદમ અણજીતપૂર ભણી પગલાં કર્યાં. ઘડીકમાં તે વળી વિચારમાં ગર્ક થઈ જતો. આ યૌવનાના નૂતન પ્યારથી મનમાં ઘડીમાં પ્રફુલ્લિત થતો, ઘડીમાં તેની છબી હૃદય આગળ લાવતો. અને ઘડીમાં પોતાના મિત્ર તથા માતુશ્રીના વિચાર આવતા. પણ એક રાત વચમાં રહ્યા સિવાય જવાય તેટલું પાસે ન હતું. છેક સાંજ પડયે તે પોતાના એક ગામડામાં આવ્યો. એક પટેલને ઘેર પોતે અપ્રસિદ્ધ રહી તેણે પડાવ નાંખ્યો. પટેલના ઘરનાં માણસોએ તેને કોઈ પરદેશી ક્ષત્રી જાણી આગતા સ્વાગતા કરી. જમ્યા પછી સાંજે કિશોરે પાસેના ફળીઆમાં કંઈ ઘોંઘાટ સાંભળ્યો, તેથી તેને આ ગામડીઆઓની પંચાત સાંભળવાની જીજ્ઞાશા થઈ, તેથી ત્યાં જોવા ગયો. અહીં ગામના મુખ્ય મુખ્ય કહેવાતા પચીસ ત્રીસેક જણ ભેગા થયા હતા. કેટલાકના હાથમાં હોક્કા હતા. એ બધા બેઠેલા કુંડાળામાં પહેલાં એક ગંભીર માણસ બોલ્યો કેઃ—

"ભાઈ સાંભળો, આજ મેં મારા ભાઇને અણજીતપુર શહે-

રમાં કંઈ ખરીદવા મોકલ્યો હતો, ત્યાંથી એવા સમાચાર લાવ્યો છે કે મરનાર મહારાજા યશવતસીંહજીના પુત્ર બે ત્રણ દીવસથી જડતાજ નથી. રાજાનાં કુંટુંબીઓમાં તથા અમલદારોમાં તેથી ભારે ઉચાટ ઉત્પન્ન થયો છે. વળી એમ કહેવાય છે કે પઠાણ લોકો રાજ સુનું દેખી ઉપર ચઢી આવવાના છે, ત્યારે હવે આયણે આપણા પ્રતાપી રાજાની શોધ શી રીતે કરવી? રાજ જવાદેવું? બોલો હવે!"

બીજો કહે "ભાઇ, આ ભુમીમાં આપણે જનમ્યા. નાનેથી મોટા થયા. આપણા બાળપણની રમત ગમત આ ભૂમીમાં કરી, એપ્રિયભૂમિને પરદેશી પઠાણના હાથમાં જીવતા લગી કેમ જવા દઇએ? જે ભૂમીપર દેવતા જેવા બળવાન રાજાઓએ રાજ કર્યા તે ઉપર હલાલ ખોરનો અમલ થાય તો અમલ ખાઇને મરી જવું જોઇએ. હું અણજીતપુર કાલ જઇશ. અને ખરી ખબર કરી લાવીશ. જ્યાંસુધી જીવમાં જીવ છે ત્યાંસુધી આપણાં બાળકો, સ્ત્રીયો, અને લડવાને નાલાયક એવા વૃદ્ધ ડોસાઓને શું દુઃખ આવવા દઇશું?"

તેની પછી એક વૃદ્ધ ડોસો બોલ્યો.

"ભાઈ સાહેબ, સાંભળો. આવી વાત બનશે તો આપણાં નશીબ વાંકાં સમજજો. જુઓ મારી પાસે પાંચસે રૂપિઆની રોકડ છે પણ કોઈ જાણતું નથી હો.! કરકસર કરી એટલું ઘડપણમાં એકનો એક દિકરો છે તેને માટે સંચિત કરી મુકેલું છે. તે આ વખત કામ લગાડો ને દેશીઓ ઉપર આવતી આફતને દુર કરો. દિકરાનાં નશીબમાં હશે તો તે કમાઇને પોતાનું પુરૂં કરશે એ રૂપિઆ આવા સારા કામમાં વપરાશે તેથી હું સંતોષથી મરીશ.

માટે દેશ બચાવવામાં એટલા પણ કામે લગાડો."

આ ગામડીઆઓની સ્વદેશ પ્રીતિ, તથા રાજભક્તિ જોઇ કિશોર છક થઈ ગયો. એકદમ વચમાં જઇ બોલ્યો. "શાબાશ છે, મારા નિમકહલાલ બાંધવો, ધન્ય છે તમને. તમારૂં જીવતરનું તમે સાર્થક કર્યું છે. સ્વદેશ તરફ તમારી આટલી પ્રીતિ જોઇ હું સાનંદાશ્ચર્ય પામું છું. તમારા દેશી બંધવોને દુ:ખ ન પડે એ જોવાની તમારી ઇચ્છા ઇશ્વરેચ્છાએ કાયમ રહો! હું જ તમારો ખોવાએલો રાજા!! નથી ખોવાયો! ને પહાણ આવવાની અફવા તમને કોણે ફેલાવી છે? મારા છત્ર નીચે મજા કરો છો તેમ હમેશ કરો! તમારા જેવા સ્વદેશાભિમાની પુરૂષો સર્વત્ર સુખી થાઓ!"

ગામડીઆ આ બધું સાંભળી ખુશી ખુશી થઇ ગયા, અને કિશોરને આનંદપૂર્વક વધાવી લીધો. થોડી વાતો તેમની સાથે કર્યા પછી કિશોર નિદ્રાવશ થયો.

પ્રાત:કાળે ઉઠી તેણે ચાલવા માંડ્યું. પોતાની ભૂમીનાં લીલોતરીવાળાં ખેતરો ભાળી મગ્ન થતો થતો ધીમે ધીમે ઘોડાને રવાલ ચાલ ચલાવતો ચાલ્યો. મધ્યાન્હ થવા આવ્યા તે વખતે લગભગ ગામની નજીક આવ્યો. તાપથી કંટાળી, એક શીતળ લીંમડાના વૃક્ષ તળે ઘોડો ઉભો રાખી વિશ્રામ લેવાનો ઇરાદો કર્યો. પાણીની તૃષા લાગવાથી પોતાના ધર્માત્મા પીતાનું ખોદાવેલું નિર્મળ નાનું તળાવ નજીક હતું ત્યાં ગયો. તળાવની પાળપર રોપાવેલા એક આમ્ર વૃક્ષની નીચે એક પંદર સોળ વર્ષનો છોકરો જોયો. આગળ ચાલી જોતાં તે પોતાનો પ્રિય મિત્ર રામસિંહ માલમ પડયો! જરા પાસે ગયો

એટલે બંન્નેની નજર એક થઇ. શો હર્ષ! બંન્ને જણ એક બીજાને ભેટી પડ્યા. થોડીવાર સુધી એકેથી કંઈ બોલાયું નહિ. બન્ને જણે પોતાની બનેલી હકીકત કહી, અને ખુશી થતા શહેરમાં ગયા. બે મિત્રોને આવતા જોઈ, રાજ માતાના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાના પુત્રને છાતી સરસો ચાંપી બધી વાત પુછી, કિશોરે માંડીને બધી વાત કહી. બે જણ ભોજન કરી, પોતાના અધ્યયન ગૃહમાં ગયા.

## प्रकरण ८ मुं.

કિશોરનો હવે પછીનો વખત પોતાના મિત્ર રામસિંહ જોડે ગમતો કરવામાં તથા સ્વદેશાભિમાની મહાપુરૂષોને હાથે લખાયલાં રાજાના ધર્મનાં પુસ્તકો તેની સાથે વાંચવામાં જતો. કોઈ વખત કવિરાજ પોતાના કાવ્ય વિનોદથી તેને ખૂશી કરી, રાજાનો પ્યાર ને માન મેળવતા.

આ સૃષ્ટિનો સ્વાભાવિક નિયમ છે કે માણસ ઉદ્યમી હોય છે, તો તેનું ધ્યાન બીજી કોઈ બાબતમાં લાગતું નથી. ઉદ્યમીથી ચિંતાઓ તો ચીસ પાડીને નાસે છે. ઉદ્યમી માણસને પ્યાર નામનો અગ્ની ગાળી નાંખતો નથી. કિશોર પણ આવા ઉદ્યમમાં હતો, ત્યાં તેને પેલી કુંવરીનો પ્યાર ક્યાં નડવા આવે? વાંચનારે યાદ રાખવું કે પ્યારના નડતર સમયે એકદમ પોતાની પાછળ ઉદ્યમનો કોટ કરી દેવો એ ઉત્તમ છે.

વખત મળ્યે કોઈ વખત નગર ચરચા જોવા નીકળી પડતો.

શહેરના કારીગર વર્ગ તથા ગરીબ લોકોની સ્થીતિ તપાસતો. અમલદારોની હીલચાલ પણ તપાસતાં શીખ્યો. મૂળ રાજપુત્ર અને પછી આવો અનુભવ મેળવે તે રાજા ડાહ્યો નીપજે તેમાં શી નવાઈ?

એક વખત રામસિંહ સાથે કિશોર ફરવા ગયો હતો. રાજમાતા પંચીકરણ નામનું પુસ્તક વાંચતાં હતાં, તે વખતે વૃદ્ધ કવિરાજ તથા પ્રધાન આવ્યા. તેમને યોગ્ય આસને બેસારી રાજમાતાએ તેમના આવવાનું કારણ પૂછ્યું. કવિરાજ કહે, કુંવરને પંદર વર્ષ થઈ ગયાં, હવે કંઇ નાના ન કહેવાય. એમના ગજા પ્રમાણે એમણે જ્ઞાન પણ મેળવ્યું છે, માટે હવે અમે એ પ્રતાપી મહારાજના પ્રતાપી પુત્રને તખ્તનશીન થયલા જોવાને ઇચ્છીએ છીએ." રાણીએ સંમત્તિ આપી, એટલે કવિરાજ તથા પ્રધાન જોશી મહારાજને બોલાવીને દિવસ મુકરર કરી આજ્ઞા લઇને ગયા.

કુંવર રાત્રે રાજમાતા સાથે ભોજન કરવા ભોજનગૃહમાં આવ્યો. જમતાં જમતાં રાજમાતાએ મનમાં પ્રફુલ્લિત થઇ સ્મિત હાસ્યથી કુંવરને કહ્યું કે "ભાઇ હવે તો થોડા દીવસમાં રાજા થવાના છે." કુંવર થોડુંક સમજી ગયો, અને પોતાની માતાને બધું પૂછી લીધું, રાજા થઈ સુકૃત કરી યશ મેળવવાની ઇચ્છાથી થતા હર્ષે, જેમ જેમ દિવસ પાસે આવતા ગયા તેમ તેમ કિશોરને બહુ આનંદ થયો. જે દીવસે આ મહા પ્રતાપી રાજાનો પુત્ર રાજા થવાનો હતો, તે દીવસ અણજીતપુરના રહેવાશીઓને એક મોટા તહેવાર કરતાં પણ વધારે શુભ હોય એમ દેખાયો. વૃદ્ધ અને બાળક, જુવાન સ્ત્રીઓ અને પુરૂષો, દીપોત્સવી કરતાં પણ વધારે આનંદમાં હોય એમ આજ

દેખાતાં હતાં. પુરૂષો નવાં વસ્ત્રો પહેરી, તથા સુંદરીઓએ અલંકારના ખમખામાટથી અણજીતપુર શહેરની આજની શોભામાં વધારો કરી દીધો. સૂર્ય પણ જાણે નવું વસ્ત્ર બદલીને આવ્યો હોય તેમ દમા-મથી, રાજમહેલના ઘુમટપર પોતાનો પ્રકાશ પાડતો આવ્યો. આ-જના રાજમહેલના ઠાઠમાં અધીક વિશેષતા જોવામાં આવતી હતી. હાંડી, ઝુંમર, તખતા, નવિન ચિત્રો, અને ગલીચા, રોજના કરતાં આજ વધારે જણાતા હતા. બારણામાં મોતીથી ભરેલાં તોરણો બાંધ્યાં હતાં. સુંદિર—અમુલ્ય આભૂષણો સહિત કેટલાએક અમલદારો મનમાં ઉભરાઇ જતા હર્ષને દાબી રાખવાને અશક્ત હોવાથી, હા-સ્યથી તેને બહાર કહાડતા આવી બેઠા હતા. દરેકના હાથમાં, રાજાપર પુષ્પવૃષ્ટી કરવાને, હર્ષ સુચવતાં ફુલો હતાં. પણ અરે! બિચારાં બે-જણને આજ દિલગીરિનો પાર રહ્યો નહિં! એક તો અણજીતપુર શહેરના બધા બાગો, પોતાનાં કુમળાં બાળકો (ફુલો) માટે ચોધાર આંસુએ રોતા હતા. અને બીજી, દિલગીરિ, ઓશીંગણ થતી ઘેર ઘેર ફરતી પણ તેનો કોઇ ભાવ પૂછતું નહિ, તેથી નિરાશ થઇ તેને આ રમ્ય શહેરની બહાર નીકળવું પડયું હતું.! અણજીતપૂરના વાસી-ઓ ખરેખર પૃથ્વી ઉપર સ્વર્ગનુંજ સુખ અનુભવતા હતા, પણ આજના સુખ આગળ તો એ સુખ પણ કશી વિશાતમાં નહતું. મોટા હોદ્દાના અમલદારોને બેસવાની જગ્યા રાજાના સિંહાસનની નજીક હતી. તેથી આગળ અનુક્રમે દરજ્જા પ્રમાણે બીજા અમલ-દારો બેઠા હતા. સ્વદેશાભિમાની શૂરવીર પુરૂષોને માટે ખાસ જૂદી બેઠક કરવામાં આવી હતી, આગળ કિશોર વયનાં બાળકોને શણ-

ગારી બેસાડ્યાં હતાં. સુગંધમય ફુલોની, તથા બીજા સુગંધી પદાર્થોની ખુશબો બધે પ્રસરી રહી હતી. નીચે નોબતવાળા, તથા બીજાં જાતજાતનાં વાજીંત્રોવાળાને ક્રમમાં ગોઠવવામાં આવ્યા હતા. તેથી આગળ જરીથી શણગારેલા હાથીઓને ઉભા રાખ્યા હતા. તેની પછી ઘોડાનું સૈન્ય બધું ઉભું રાખ્યું હતું. હાથમાં લાલ ધ્વજા ધરી, બહાદુર ક્ષત્રી સ્વારો હર્ષભેર સાવધ થઈ બેઠા હતા, આવી રીતે બધું ગોઠવાઈ રહેલું હતું. તે વખતે રત્નજડીત રથ આવતો સર્વની દ્રષ્ટીએ પડયો. મહેલ આગળ આવી કિશોર, કવિરાજ, તથા પ્રધાન ઉતર્યા અને આ આનંદથી છલકાઇ જતા જનસમુદાયમાં જઇ બેઠા. વાજીંત્રોએ બધું શહેર ગજાવી મૂક્યું. પછી બ્રાહ્મણોએ યથાવિધી કુંવરને મુગટ પહેરાવી આશીર્વાદ આપ્યો. આ વખતે કુંવરપર—હવે આપણા રાજાપર ફુલનો વરસાદ વરસી રહ્યો.

આ થઈ રહ્યા પછી રાજાએ કવિરાજને એક અમુલ્ય શાલ, પાઘડી, તથા એક હીરાથી મઢેલી વિંટી આપી. બીજા અમલદારોને યોગ્ય ભેટો આપી. ત્યાર પછી બધાને પાનનાં બીડાં આપ્યાં, તથા મિઠાઇ વહેંચી. ત્યાર પછી કવિરાજ બોલ્યા:—

**મનહર (કવિત).**

પ્રભાકર પ્રભાતમાં પ્રભાથી દીપાવે વ્યોમ;
તેમ મહારાજ નિજ રાજને દીપાવવું.
દિનમણી દીનતણી દયા કરી કાપે ટાઢ,
તેમ દુઃખ દીન તણું દયાથી નિવારવું.
રવી પેઠે વિદારવી કવી કહે આળસને,

નવીન નવીન સુખ પ્રજાને પમાડવું.
સૂરજ હણે તિમિર તેમ શુરવીર થઇ,
રિપુતણું વપુ રણ મહિં રખડાવવું. ૧
કાન પણ સાન નહીં એવો જે નાદાન નૃપ,
માન કદી પામે નહિં, નફટ સમાન છે.
બાળકની પેઠ પાળે, પાળક થઇને, દુખ—
ટાળક પ્રજાનું, તેનું જગતમાં માન છે.
પ્રજા કરે પ્રીતિપાન, ગાય ગુણ જ્ઞાનવાન,
ધન્ય કહે ધનવાન, તે ખરો રાજાન છે.
દાન કરે વિદ્વાનને, જેથી ગુણવાન થાય,
કીર્તિવાન થાય રાય એવી મુજ વાણ છે. ૨
જેની તરવારે અરી વપુમાં પ્રવાસ કીધો,
"શાબાસ!" કહે છે સહુ એવાને શાબાસ છે.
કિરતિ પ્રવાસી થઈ સ્વરગમાં કીધો વાસ,
ભલા ભલા ભૂપતીઓ જેના દીન દાસ છે.
પ્રીતિએ પ્રવાસ કર્યો પ્રજાના હૃદય મહીં,
નૃપના હૃદય મહીં નીતિતણો વાસ છે.
બાણ મારે સૈન્યમાં તો ધાણ વાળે ઘણાનો—
વખાણ તણી ખાણ જેની અખૂટ ચોપાસ છે. ૩

હે નૃપેશ! રાજધર્મ વિષે મહાત્મા શ્રી મનુએ પોતાના ઇશ્વર પ્રેરિત ગ્રંથમાં યથાસ્થિત વિવેચન કરેલું છે, એવા એવા મહાત્માઓના જ્ઞાન વિષે જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મારા જ્ઞાનને માટે કંઇ અ-

ભિમાન રહેલું હોય છે, તે એકદમ જતું રહે છે. અને મને લાગે છે કે રાજધર્મ જેવા અગાધ વિષયને મારી વાણી શું વર્ણવી શકે? રાજધર્મનો આપે સારી પેઠે અભ્યાસ કર્યો છે—રાજધર્મ વિષે ઘણી નીતિવાન શીખામણો સાંભળી છે, અને સાંભળ્યા પ્રમાણે વર્તવાનાં ચિન્હો પણ બતાવવા માંડ્યા છે, એથી અમને પરમ આનંદ થાય છે. આપના જેવાજ પ્રજાપાલક રાજા બધે હોજો, કારણ કે પ્રજાને પાળવી એજ રાજાનો મુખ્ય ધર્મ છે. પ્રજાને શહેર કલ્પીએ તો રાજા વજ્રના કોટ રૂપે છે. પોતાનો દેશ આબાદ કરવા, તથા યશ પ્રાપ્તિ માટે રાજાએ બીજા દેશો જીતવાનો લોભ રાખવો. ગરીબ અને તવંગરપર સમદૃષ્ટિ રાખી ન્યાય કરવો. ભિક્ષુકો તરફ ઉદારવૃત્તી રાખી તેમના પોષણાર્થે ઉદ્યમ સ્થાન કરાવવાં. નીતિ, વિવેક, સભ્યતા, મિલનસારપણું, ઉદારતા, દયા, સત્યતા, વિગેરે અનુપમ ગુણો રાજામાં અવશ્ય હોવા જોઇએ. જગદ્વંદ્ય કૃપાનિધી શ્રી રામચંદ્રજી એ વનમાં જતાં પોતાના પ્રિય બંધુ ભરતને કહ્યું છે કે:—

**"परस्त्री मातेव क्वचिदपि नलोभः परधने**
**न मर्यादा भंगः क्वचिदपि न नीचेष्वभिरतिः।**
**रिपौ शौर्यं धैर्यं विपदिविनय स्संसदि सतां**
**इदं वृत्तं भ्रात भरत सततं पालय सखे" ॥**

એ મહાત્માનાં વચનને અનુસરીને આપના દરેક રાજકામમાં પ્રવર્તો અને સુખી થાઓ!

સભા વિસર્જન થઇ. રાજા પોતાના પ્રિય મિત્ર રામસિંહ સાથે

મહેલમાં ગયો. આજના ઉત્સવના પરમ આનંદથી પ્રફુલ્લિત થઇ તેઓ અરસ્પરસ પ્યાર દર્શાવતા વાતો કરતા હતા. તે વખતે એક પટાવાળાએ આવીને કહ્યું કે નીચે કોઇ સાંઢણી ઉપર બેઠેલો સ્વાર આવેલો છે, અને તે આપની હજુરમાં આવવા માગે છે. રજા આ-પવાથી સ્વારે હજુરમાં આવી નીચા વળી ત્રણ સલામો કરી એક પત્ર આપ્યો. સોનેરી અક્ષરથી લખેલું સીરનામું નિહાળીને રાજાએ જોયું અને પછી પોતાના મિત્ર રામસિંહના સાંભળતાં પત્ર નિચે પ્રમાણે વાંચ્યો:—

## હરિગીત છંદ.

શુભસ્થાન, ચતુરસુજાણ, ગુણનિધાન, શુરવીર હે પતી!
રામસિંહ—મિત્ર પતી કહેનાર કોણ છે?
રાજા—સાંભળોને; આગળ વાંચતાં સમજણ પડશે.
નથી પત્ર આવ્યો આપનો તેથી દુખી થઈ છું અતી;
મુજ હૃદયમાં વાગે વિરહ શૂળ, પતી કંઈક વિચારજો,
આ પત્ર વાંચી પ્રાણ પ્યારા સ્નેહ મુજ સંભારજો. ૧
કરિ પ્યાર, મુકિ આ નાર કંઈ ન વિચાર પતિ પાછો થયો?!
બહુ માર * માર તણો પડે જીવ પતિવિના જાણે ગયો;
મુજ તાતને કિધિ વાત વિદિત, ઠરાવિ લગ્ન પધારજો.
આ પત્ર વાંચી પ્રાણ પ્યારા સ્નેહ મુજ સંભારજો,
કઇ સ્મરણ જ્યારે આપતું મન, મરણ સમ પીડે મને,

---

* માર=કામદેવ.

માટે કહું દુખ હરણ! હરજો, દુઃખ આવી મુજ કને.
મનમાં વિચારી સ્વામી તન મન તાપ મુજ નિવારજો.
આ પત્ર વાંચી પ્રાણ પ્યારા સ્નેહ મુજ સંભારજો. ૨
વિચાર જો કરૂં આપના પતિ પિડિત થઉંછું વિચારજો,
શણગાર લાગે શૂળસમ, આ વિનતિ પતિ ગણગારજો.
આધાર મારે આપનો નિરધાર એ દિલ ધારજો.
આ પત્ર વાંચી પ્રાણ પ્યારા સ્નેહ મુજ સંભારજો. ૩
સખિઓ સમૂહ મહીં છતાં પણ, વન મને ભાસે સહુ,
ભણકાર લાગે ઘડિકમાં નજરે છબી જોતી રહું.
ઉદવેગ ઉરનો કાપિને ઉમંગ આપિ ઉગારજો,
આ પત્ર વાંચી પ્રાણ પ્યારા સ્નેહ મુજ સંભારજો. ૪
પતી પ્યારમાં થઇ લુબ્ધ, શુદ્ધિ વિણ શરીર સૂકાય છે,
સુંદિર, પતિ! યોવન કુસુમ ફોકટ ખિલી ખરી જાય છે.
નહીં આવશો તો આત્મઘાત કરીશ નિશ્ચે ધારજો.
આ પત્ર વાંચી પ્રાણ પ્યારા સ્નેહ મુજ સંભારજો. ૫

પત્ર વાંચી રહ્યા પછી રાજા કહે, મિત્ર! હું ગાદીપર બેઠો, તેનાજ હર્ષમાં એને બિલકુલ પત્ર લખવો ભૂલી ગયો. હશે, હવે, લગ્નની તજવીજ જલદીથી થવી જોઇએ.

પોતાની માતાની આજ્ઞા લઇ કિશોરસિંહે લગ્નની તજવીજમાં રોકાવા માંડ્યું. કવિરાજ તથા પ્રધાનને મ્હોરત નક્કી કરવાનું કહ્યું. તેમણે જોશી મહારાજને બોલાવી વૈશાખ શુદ નોમનું લગ્ન નીરધાર્યું તથા કાંતીપુર નગરમાં ત્યાંના રાજાને પત્ર લખ્યો.

વૈશાખ શુદ નોમને દીવસે બધા સૈન્યને તૈયાર થવાનું ફરમાવ્યા મુજબ, તૈયાર થયું. બહાદુર ક્ષત્રી સ્વારો પોતાના મજબુત ઘોડા સહીત રંગીત વાવટા ફફડાવતા નીશાન નોબત સાથ આવી તૈયાર થયા. ઊંટ, તથા બીજી ગાડીઓ પણ તૈયાર કરાવી. તેમાં સાથે આવનારને બેસાડયાં. સૌથી વચમાં મહારાજા કિશોરસિંહનો રત્નજડીત પલાણથી શણગારેલો હાથી ધીમે ધીમે ડોલતો ચાલતો હતો. તેમાં મહારાજા કિશોરસિંહ, રામસિંહ, પ્રધાન, તથા કવિરાજ બેઠેલા હતા.

લગ્નના ઉત્સવથી મગ્ન થતા આ બધા ઘોડેસ્વારો, કાંતીપુર ભણી ચાલ્યા. વાજીંત્રના નાદનો પડઘા બધા જંગલમાં પડી રહ્યો. સાંજ પડે તેઓ શહેરથી થોડેક છેટે એક મેદાન હતું ત્યાં આવ્યા. અહીં કાંતીપુરના મહારાજા પોતાના સૈન્ય સાથે સામા આવી, આદરસત્કારને પ્રીતીપુર્વક બધાને શહેરમાં લઈ ગયા. કિશોરસિંહ આ શહેરનો આજનો ભપકો તથા લોકોનો ઉત્સાહ જોઇ મગ્ન થઈ ગયો. જેમ જેમ રાજાનો મહેલ પાસે આવ્યો તેમ તેમ ખુશાલીની વધારે નિશાનીઓ માલમ પડી. મહેલ આગળ એક સુશોભિત મંડપ કર્યો હતો. હાંડી ઝુમ્મરમાં અહીં આ વખતે રોશની કરી હતી તેથી ઝળકાટ મારી રહ્યો હતો. આ સ્થળે રાજાને થોડો વિશ્રામ કરાવી, જળપાન કરાવી, લગ્ન વિધી થવાની હતી તે ચોરીમંડપમાં લઈ ગયા. વરકન્યાને તેમાં બેસાડ્યાં, અને બ્રાહ્મણોએ વેદમાં કહેલી વિધી પ્રમાણે હોમ કરી હસ્ત મેળાપ કરાવ્યો. તે વખતે વાજીત્ર અને દારૂખાનાનો પાર રહ્યો નહિ. પરણી ઉઠયા પછી રાજાએ બ્રાહ્મણોને દાન કર્યું ને સૌ આશ્રમે જઈ સુઇ રહ્યા.

લગ્નની ધામધુમ લગભગ અઠવાડીઆ સુધી રહી. તે દરમિયાનમાં કાંતીપૂરના મહારાજાએ રાજાને—પોતાના જમાઇને તથા તેની સૈન્યને તેમની બનતી સેવા બજાવી સુખ આપવામાં બાકી રાખ્યું નહિ. પોતાની કુંવરીની સાથે રાજાએ સો હાથી, એક રથ, તેની દાસીઓ તથા પુષ્કળ દ્રવ્ય આપ્યું. જે દીવસે બધું લશ્કર તથા પોતાની પુત્રી અને જમાઇ નીકળવાનાં હતાં, તે દીવસે રાજાએ પોતાની કુંવરીને પાસે બોલાવી પોતાને યોગ્ય હોય તેવી શીખામણના બે બોલ કહ્યા. ત્યાંથી કુંવરીને પોતાની માતુશ્રીને સાસરે જતી વખત પ્રણામ કરવા મોકલી. કુંવરી જઈ માતુશ્રીને ભેટી પડી, અને સાસરામાં પોતાની માતા પ્રત્યેનો પ્યાર ઘણી વખત સ્મૃતીમાં આવશે, એમ પોતાનાં નેત્રોમાં આંસુથી સુચવતી, સાસરે જવાની રજા માગી. માતુશ્રી કહે, દીકરી, સાસરે રહી કેમ વર્તવું તે વિષે તને શીખામણ દેવી એ મુખ્ય મારોજ ધર્મ છે, માટે તને બે બોલ કહુંછું તે સાંભળ. સ્ત્રી જાતીમાં મુખ્ય નીતિ અને શીયળવ્રત એ બે અલંકારો, સોના, હીરા, માણેક, મોતી, ઝવેરાત, વગેરે ઘરેણાંમાંથી પ્રકાશી નીકળે છે. તેં સારાં સારાં નીતિના પૂસ્તકો વાંચ્યાં છે, તેથી મને ખાતરી છે કે તું સારૂં માન મેળવીશ, અને તારા પીતાના કુળને એબ લગાડીશ નહિ. પતીને ઈશ્વર જેવો ગણી તેના સુખ દુઃખમાં ભાગ લઈ, તેની સેવા કરવા આપણ સરજાયાં છીએ, એ વિષે મેં તને બહુવાર કહ્યું છે, તે પણ બરોબર ધ્યાનમાં રાખવું જોઃ—

**મંદાક્રાંતા.**

પ્યારી પુત્રી, સ્વસુર ગૃહમાં, શાણી થૈને રહેવું;

સ્વામી પ્રત્યે, સુખદવચને, બોલવું, દુખ સેંવું;
નીતિ માંહે, નિતનિત રહિ, રાખવી વૃતી સારી,
સંભારીઆ, શિખ ફરિ ફરિ, પાળવી, પુત્રી પ્યારી. ૧

પુત્રી ! તારી આટલી ઉમર થઇ ત્યાં સુધી મે તને શીખામણ આપી છે, તે બધી તું શાણી ને ડાહી છે માટે ગૃહણ કરી તે પ્રમાણે વર્તીશ તો સુખી થઇશ. જા, દીકરી, હવે વેલી આવજે.

સઘળું લશ્કર તૈયાર થઇ રાહ જોઇ બેસી રહ્યું હતું; હવે બધાએ અણુજીતપુર ભણી પગલાં કર્યા. કાંતીપૂરના મહારાજા ઘોડેક સુધી વળાવી, કિશોરસિંહને આશીર્વાદ આપી પોતાના ગામ ભણી વળ્યા. આ બધું લશ્કર ત્રીજે દીવસે મોટી ધામધુમ સાથે અણુજીતપુરમાં પેહું. રાજમાતાએ પોતાના પ્રિય પુત્ર કિશોરસિંહને વધાવી લીધો અને બધા શેહેરીઓ રાજાના લગ્નની ખશાલીમાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યા.

## प्रकरण ९ मुं.

ઉધમ—શ્રમ એ સુખનું મૂળ છે, પણ અતીશય સુખ અથવા વૈભવ એ પાછું દુખનું તેડું કરનાર છે.

જેવી રીતે આ સૃષ્ટિચક્ર ઇશ્વરના નિયમાનુસારે નિયમિત રીતે ફરે છે, તેમ સુખ દુઃખ, ચડતી પડતી આબાદી ને ઉદય, એ સૃષ્ટિના નિયમો પણ, અજ્ઞાની જનોની આંખોથી અળગા રહી, ચક્રરૂપે ફર્યાજ રહે છે. ક્ષણભંગુર સુખ પ્રાપ્ત કરવાને તેને ઇશ્વરના

અક્ષય ધામના સુખ કરતાં ઉત્તમ સુખ માની, મૂર્ખજનો, કપટ અને છળ પપ્રંચથી આ ભવાબ્ધિમાં મિથ્યા વળખાં મારી રહ્યા છે. શું કરે? સર્વ શક્તિમાન ઇશ્વરે માણસ• જાતની અક્કલની એ-ટલી બધી ટુંકી હદ બાંધી લીધી છે કે આગળનું બીલકુલ માલમ પડતું નથી, અને આ દુનિયાના ક્ષણિક સુખને માટે શ્રમ કરે છે, અને જ્યારે તે મળે છે, ત્યારે જરા શાંતિ વળે છે. પણ જ્યાં સુખ આવ્યું કે બિલાડી ઉંદર માટે તાકી રહે છે, તેમ દુઃખ તાકી રહેલું હોય છે; અગમ ચેતી વગરનો માણસ જ્યારે સુખમાં હોય છે ત્યારે એમજ સમજે છે કે આ સુખ હવે અનંતજ છે.

મહારાજા કિશોરસિંહના દિવસો વૈભવ–વિલાસમાં જતા હતા. કચેરીમાં ગેરહાજર રહેવાનાં ઘણાં કારણો મળતાં હતાં. ધીમે ધીમે આળસે રાજાના શરીરમાં પગ પેસારો કરવા ઘણો યત્ન કર્યો, પણ તેનું એકદમ ફાવ્યું નહીં. પોતાના પ્રિય મિત્ર રામસિંહનાં લગ્ન પણ આ વખતે થવાનાં હતાં, એટલે બે મિત્રોનું મળવું હમણાં ક્વચિતજ થતું. આથી આળસનું ફાવ્યું. અને આખરે આ મહા પ્રતાપી મહારાજને પણ આળસે ધીમે ધીમે શૌર્યહીણ કરી પોતા-ના કબજામાં લઈ લીધો અહા! આળસ! એદી લોકોની પ્રિયા, અને અમીરોને અમૃત જેવી વહાલી આળસ! શો તારો પ્રભા-વ! કેવા શુરવીર પુરૂષમાં પ્રવેશ કરી, તેને તાબે કરી દેવામાં તારૂં કેટલું સામર્થ્ય રહેલું છે?! વળી તું કેવી શક્તિમાન છે? કા-રીગરના કરમાં, ગરીબોના ઘરમાં શુરવીરોના શયનમાં, અને રાજા-ઓના રંગવિલાસ ગૃહમાં જ્યારે તારો વાસ થાય છે, ત્યારે આખા

દેશની સ્થીતિ તું કેવી અજાયબ રીતે બદલી નાંખે છે! ધિક્કાર છે તને કે આ આર્યવૃતનાં નિરપરાધી બાળકોને પુર્વ જન્મનું વૈર વાળી તેં સૌર્યહીન બનાવી દીધાં છે.

દિવસે દિવસે રાજાએ પોતાનું શૌર્ય અને તેજ બે આળસને સ્વાધીન કરી દિધાં. વિલાસમાં અનુરક્ત થયેલા આ રાજાને કચેરીમાંથી કોઈ અમલદાર કંઈ વિનંતી કરવા અગર પૃછવા આવે તો પણ તેની તરફ ચીડિયાં કરી એકદમ તે ક્રોધાયમાન થઈ જતો. રાજ સંબંધી કંઈ કામ આવે તો, માંકડવાળી પથારીમાં કોઇ માણસ પછાડા મારતો હોય, તેને ચુંટી ખણવાથી કુદે એમ માઠું લાગતું. પણ પોતાનો હિતેચ્છુ મિત્ર રામસિંહ રાજની તજવીજ રાખતો તેથી કશો ગેર બંદોબસ્ત થયો નહિં, દુર્ગુણોમાં એક બીજાને ભાઇબંધી હોય છે. એકને શરીરમાં પેસવાની જગ્યા મળી કે બીજાની વગ કરી તેની જગ્યા કરે છે. તે પ્રમાણે હવે રાજાના શરીરમાં વ્યસને પ્રવેશ કર્યો. વ્યસન અને વિલાસમાંથી વખત બાકી રહેતો તે નૃત્યમાં જતો. પોતાનો પ્રિય મિત્ર રામસિંહ કોઈ કોઈ વખત મળવા આવતો; કેટલીક વખત તેને એવો જવાબ મળતો કે 'મહારાજા હાલ કામમાં છે, તેથી નહીં મળે.'

આમ થવા છતાં રામસિંહ ઘણી વખત મળવા જતો, એક દીવસ સવારમાં ઉઠી, રામસિંહ દાતણ કરવા બહાર બેઠો હતો, તે વખતે હજામ હજામત કરવા આવ્યો; આવતાં વાર ને તેણે પૂછયું કે "ચ્યમ ભાઈશાબ! આજ વારો છે તેથી આવ્યો." હજામને બેસવાનું કહી, ચાકર પાસે કંઈ પાથરવાનું મંગાવ્યું.

પાથરવાની સાદડી આઘી પડેલી હતી, તે લેવા જવાની ત-સ્દી લેવી દુરસ્ત નહી ધારી, ચાકરે પાસે પડેલો સુંદીર નાનો સરખો ગલીચો લઇ આવી હાજર કર્યો. રામસિંહ કુહે, વાહ! જાણે ઘેર રાજ ન હોય? રાજાઓ પણ આવો વૈભવ ભાગ્યેજ ભોગવતા હશે? તેની પ્રિયા પાસે ઉભી હતી, તેણીએ સ્મિત હાસ્યથી કહ્યું કે " પ્રા-ણપતી! આપના મિત્રનું રાજ છે તે આપનુંજ છેને?" આટલું બોલી તે પોતાના ઘરના કામમાં પ્રવૃત થઈ. પણ પેલા હજામના પેટમાં નવું શૂળ નકામું પેઠું. તેને વિચાર થયો કે " આ રાજ લેવાના વિચાર શા થાય છે? રાજાને કહી દઉં તો ઇનામ મળે!" આ મંદ મતીના હજામના મનમાં આ વખતે 'કહું કે ન કહું' એવા અનેક વિચારો ઉત્પન્ન થયા. કુતરાના પેટમાં ખીર ટકી શકતી નથી તેમ આપણો આ હજામ તે વાત પેટમાં ટકાવવાને અશક્ત હતો.

## ઇંદ્રિવિજય છંદ.

કે'વી ન કામની વાત હજામની આગળ જામની એક ન રે'શે,  
જાય બીજે દિન ઝટ્ટ ઉઠી રૂડી કે ભૂંડિ વાત કહી ઝટ દેશે:  
સજ્જન તો સમજી નકી સત્વર, સારી નઠારી ન વાતજ કે'શે,  
ભૂંગળીમાં ભરીએ જળ તો ટકશે નહિ એજ ઉરે સહુ લેશે.

તેના મનમાં ઘણા તરંગ ઉપજ્યા. " રાજાને કહીજ દઉં; કા-લેજ ત્યાં જવાનો વાયદો છે. રાજાની મેહેરબાની થઈ જાય તો મારે હજામત કરવી મટી જાય, ને મોટો પૈસાદાર બની જાઉં, અને આપણી નાતમાં મોટામાં મોટો હજામ છે, તેને હજામત કરવા બોલાવું. વાહ! પછી કેવી આબરૂ!"

બીજે દીવસે સવારે ઉઠી હજામ રાજમેહેલમાં આવ્યો આળસથી ખવાઈ ગયેલો રાજા બધાં ઉપર ચીડીયાં કરતો હતો ત્યાં હજામે જઈ કોથળી કહાડીને હજામત કરવા માંડી. પાસે ઉ-ભેલા માણસો હમેશાં રાજાની ખૂશામત કરી તેને રાજી રાખવામાં જ રોકાયેલા રહેતા. એક કંઈ બોલી ઉઠયો તેથી જરા રાજાને હ-સવું આવ્યું. આ સારો લાગ જોઈ હજામે વાત ઉપાડી. "આપના પ્રિય મિત્ર રામસિંહ કેમ દેખાતા નથી?" રાજા કહે "અલ્યા કેમ પૂછવું પડયું?" હજામ કહે "આપના મિત્ર છતાં એમના તો જુદાજ વિચાર જણાય છે." રાજા કહે "બોલતો ખરો, શા વિ-ચાર જણાય છે?"

હજામ "બાપજી, આપનાં રાજદ્વારી કામમાં——કદાચ કેમ છે કેમ નહિં, ને હું માર્યો જાઉં!"

રાજા કહે "બસ, બોલ! નહોતું કહેવું તો આટલું શા માટે કહ્યું?" હજામે જાણ્યું કે હવે તો 'સુડી વચ્ચે સોપારી' ના જેવું થયું છે. હવે કહ્યા વગર નહિ ચાલે તેથી બોલ્યો. બાપજી કાલે ત્યાં હું હજામત કરવા ગયો હતો, તે એમના કંઈ રાજ લેવાના વિ-ચાર જણાય છે. આપ સાક્ષાત બેઠાછો, અને એમને એવું વિચા-રવું ઘટે? હશે બાપજી ગુસ્સે ના થતા. મારાથી જીરવાયું નહીં તેથી કહી દીધું.

રાજા ગમે તેટલો આળસને આધીન હતો પણ તેનાથી એ-કદમ મનાયું નહિ. રામસિંહનો પ્રીતિભાવ અને પ્યાર આ વખતે જરા વચમાં પડયો તેથી કહે "અલ્યા એવું કેમ બને?!!"

હજામ કહે " તેતો આપ આપની મેળે સમજો, તેમાં હું શું વધારે કહું ? "

રાજાએ અત્યંત ગુસ્સાના આવેશમાં હજામને વધારે પુછ્યું નહિ. જેમ જેમ મનમાં તે ઉપર વિચાર કર્યા તેમ તેમ તેનો ગુસ્સો વધતો ગયો. તેણે રામસિંહને બોલાવવાને એકદમ માણસ મોકલ્યો. શું કરે ? જ્યાં ક્રોધ અને આળસ બન્ને જોડે ભેગાં થયાં ત્યાં પ્રીતિ કેમ ટકી શકે?

રામસિંહને માણસ બોલાવા આવ્યો તેથી જાણ્યું કે આજે કંઈ કામ પડ્યું હશે તેથીજ બોલાવ્યો, આવા વિચારથી તે ઉતાવળો રાજા પાસે આવ્યો. પણ રાજાનાં દર્શણ થતાંજ ક્રોધને આંખમાંથી ડોકીઆં કરતો દેખ્યો. તેને દેખતાંજ રાજા એકદમ બોલી ઉઠ્યો. "અરે, દુષ્ટ, મુર્ખા ! તારા મનના વિચાર સઘળા હું જાણી ગયો છું. તારાં સઘળાં પ્રપંચથી હું માહીતગાર થયો છું. આટલા બધા દિવસથી મેં તારી સાથે મૈત્રી રાખી તેનો આજ બદલો આપવા બેઠો છે કે ? બળ્યું તારૂં ઉંચકુળ ! બળ્યો તારો જન્મારો ! ! રાજ છીનવી લેવા કાવતરાં કરનાર નફટ તને ધીક્કાર છે ! ! ! જા ! જા ! ! પ્રપંચી તારૂં કાળું કર; તારૂં મોં મને ન બતાવ. તારી સાથે રમતો કરેલી તેથી જરા દયા ઉત્પન્ન થાય છે, તેથી તને જવા દઉં છું. નહિંતો આ વખત—આ વખત—તું—તું પણ જોઇ લેત.

પૃથ્વી માર્ગ આપે તો અંદર સમાઇ જાઉં એવું આ નિરપરાધી રામસિંહને આ વખત થયું. પણ શું કરે ? ગેરવાજબી શબ્દ ઉચરી બળતામાં ઘી હોમવું એવું તેના ઉમદા મગજમાં

આવ્યુંજ નહિં. તેથી "માફ કરો" એટલું બોલી એકદમ નીચે ઉતરી પડયો. અને રાજાની નજરમાંથી અદ્રસ્ય થઇ ગયો. રામસિંહના ગયા પછી રાજાએ બોલવું બંધ કર્યું. અને ક્રોધમાં ને ક્રોધમાં વિચાર કરતો કોચપર પડી રહ્યો.

રામસિંહના મનમાં આવ્યું કે આ બધું હજામથી થયું. તેના પગમાંથી કંપારો છુટયો. મોડેથી બોલાયું નહિ. વિચારમાં ને વિચારમાં તે ત્યાંથી ચાલી નીકળ્યો. શહેરમાં સામાં માણસો મળે તે માન આપી બોલાવે તે પણ બેશુદ્ધિમાં ચાલતો શુરવીર રામસિંહ સાંભળે નહિ, શહેર છોડી જંગલમાં આવ્યો ત્યારે વિચાર થયો કે "આહા! હુંઅહીં એટલામાં શી રીતે આવ્યો?! હે ઇશ્વર! આ શું?! આ કેવો ચમત્કાર! આ દુનિયામાં જેનો પરમસ્નેહી થઈ, અને જેના આશ્રય તળે રહી હું જીવતો હતો તેનોજ હું દુશ્મન થયો! અહો પ્રભુ! લોકો કહે છે કે રાજા તો કોઇના નહિ, તે ખરી વાત. અરે પણ પેલો અક્કલમંદ હજામ કેવો?! હશે, એમ થવાનું હશે અને થયું, તેમાં મિથ્યા શોક હવે શા માટે કરૂં? હું નિરપરાધી છું તેથી ઇશ્વિર કંઈ મને સજા કરનાર નથી. "**सत्यमेवजयते**" પણ હવે હું અહીં ક્યાં જઇશ? આમ ક્યાં રખડીશ? પણ આવું જ્યારે થયું ત્યારે જીવીને શું કામ છે? ત્યારે શું આપઘાત કરૂં? નહિ નહિ, એમતો કદી કરનાર નહિ. એતો દુનિયામાંથી કંટાળી જનાર બાયલાઓનું કામ છે. એમ કરૂં તો મારાં સ્નેહિઓ મને શું કહે? એક વખત ઘેર જઈ, ઇશ્વરપ્રાર્થના કરી શાંત મગજથી વિચાર કરૂં, એકદમ કંઈ સાહસ કરી કાઢવામાં માલ નથી." આમ વિચાર

કરતો શોકાતુર થયેલો રામસિંહ ઘર ભણી વળ્યો.

રામસિંહના ગયા પછી રાજા કોચપરથી ઉઠી જરા સાવધ થયો. કાંને ફક્ત સાંભળવાથી, તપાસ કર્યા વિના, જે માણસો સાહસથી કંઇ કામ કરી દે છે, તેમને પછીથી બહુ પશ્ચાતાપ કરવો પડે છે. રાજાના મગજરૂપી ક્ષેત્રમાં ક્રોધ સામે રામસિંહની પ્રીતિએ તરવારો ચલાવી. તેને વિચાર થયો કે હજામના બોલપરથી ચિડાઈ જઈ તેનાપર વિશ્વાસ રાખી મેં આમ કર્યું, તે પહેલાં મારે જરા તપાસ કરવી જોઇતી હતી. પણ એનું કંઇપણ મૂળ હશે નહિ તો એ વાત પેદાજ ક્યાંથી થાય? એને ઘેર જઈ છુપી રીતે તપાસ થવી જોઇએ. તેણે બે માણસો જોડે લઈ રામસિંહને ઘેર જઈ જાતે તપાસ કરવી એવો વિચાર કર્યો. કેટલીવારે તે ગુપ્તવેશે તૈયાર થયો તથા બે માણસોને સાથે લીધાં. અને રામસિંહના ઘરની જોડે તેના પાડોશીના ઘરમાં રહી બધું તપાસવાનું નક્કી કર્યું. રામસિંહના ઘરમાં જે બને તે આ ઠેકાણેથી જોઈ શકાય તથા સાંભળી શકાય તેમ હતું. અહીં રામસિંહના આવવાની વાટ જોતા આ ત્રણ જણ બેઠા.

આખા દિવસની અપવાસી, રામસિંહની પત્ની પોતાના પ્રાણનાથની વાટ જોતી બેઠી હતી. એટલામાં તેણીએ તેને શોકમાં ગર્ક થઇ ગયેલો—ઉદાસીના અંગવસ્ત્રથી આચ્છાદિત થયેલો, વિચાર કરતો કરતો આવતો દીઠો. રામસિંહ ઘરમાં પેઠો કે તે પગે પડી અને તેને મધુર વચનથી મોડા આવવાનું કારણ પૂછ્યું. રામસિંહે કશો પ્રત્યુત્તર વાળ્યો નહિ. ત્યારે પાછું પૂછ્યું કે પ્રાણનાથ! આપ-

ને આટલું બધું ઉદાસી થવાનું કારણ મને કૃપા કરીને જણાવશો?

રામસિંહ કહે "તે તારે હાલ પૂછવાની જરૂર નથી." તે એકદમ ચાલતી થઈ, અને જમવાની સામગ્રી તૈયાર કરાવી પણ પોતાના પતીનું ઉદાસી મૂખ વારેવારે જોઈ મનમાં ધીરજ રહી નહિ. તેથી જ્યારે જમ્યા પછી રામસિંહ શાંત થઇ બેઠો ત્યારે પાછી આવીને કહેવા લાગી કે "પ્રાણપતી! મને જો કહેવા લાયક વાત ન હોય, તો તેને માટે હું આગ્રહ કરતી નથી. પણ આપને આટલા બધા ઉદાસી થયેલા આજેજ દેખુંછું, તેથી મારી ધીરજ રહેતી નથી. આપની દિલગીરીમાં મારાથી ભાગ લેવાશે કે નહિં તે શક ભરેલું છે, તોપણ તે જાણવાની મને બહુ જીજ્ઞાશા છે. આપેજ મને કહેલું છે કે કોઈ વાતનો શોક કરવો નહિં, તેમ છતાં આપને આટલા બધા શોકાતુર જોઇ મારાથી બોલ્યા વગર રહેવાતું નથી."

પોતાની પત્નીના પ્રેમ મિશ્રિત શબ્દો સાંભળી રામસિંહની ધીરજ હવે રહી નહિ. રાજાના બોલ પાછા સ્મૃતીમાં આવ્યાથી એની આંખોમાં જળજળીઆં આવ્યાં. તેની પ્રિયા કહે, જ્યાં સુધી આપનું દુઃખ મેં જાણ્યું નથી ત્યાં સુધી તેમાં હું ભાગ લેવાને શક્તિમાન નથી. કૃપા કરી હવે ખુલાસો કરો તો સારૂં."

રામસિંહ પોતાની પત્નીના મધુર શબ્દોથી જરા સાવધ થયો, અને બોલ્યો "પ્રિયા, એક બે દિવસમાં મારૂં વગર વાંકે મરણ સમજજે. હશે હવે આપણે એટલોજ સંબંધ હશે. પણ અરે! તું રડ, નહિં, આવ, ધીરજ રાખ, જો પ્રિયા મારા પ્રિયમિત્રનો હું વાંક વગર દુશ્મન થયો છું. પેલા કમ અક્કલના મૂર્ખ હજામે પાયા વગરની

વાત આળસ ને ક્રોધને આધીન થયેલા રાજાને કહીને તેને ભમાવી દીધો છે. એ ઉપરથી એ મારો પ્રિયમિત્ર છતાં એના મનમાં ક્રોધ ચડે એમાં નવાઈ શી? હશે, તેમાં વાંક નસીબનોજ છે. હું નિરપરાધીજ છું. તેથી મને કશી ચીંતા નથી. અમારો પ્યાર આમ એકદમ તુટે નહીં પણ રાજાની પ્રકૃતી હાલમાં છેક બદલાઈ ગઈ છે. આહા! તેણે બોલવામાં કસર રાખી નથી! તેના શબ્દો તને મારાથી ફરીથી તો કહેવાશે નહિં. હશે પ્રિયે! ઇશ્વરેચ્છાએ જે બન્યું તેનો શોક ન કરવો."

છુપાએલા મહા રાજાએ શબ્દે શબ્દ સાંભળ્યો. તેને આ વખત અતિશય ખેદ થયો. તેને વિચાર થયો કે "અરે હું કેવો નીચ! એ વખત મારા પ્રિયમિત્રની સામે એવા શબ્દો બોલતાં મને કંઇપણ વિચાર ન થયો. આ ઉપરથી સાફ જણાય છે ને વાત પેલા મુર્ખ હજામે કંઈ લાલચ માટે ઉડાડેલી હોવી જોઇએ. મારા મિત્રને સવારે ને સવારે બોલાવી તેની માફી માગી લઇશ." આવો વિચાર કરી રાજા અહીંથી ચાલતો થયો.

અહીં રામસિંહની વાત હજુ પુરી થઈ નહતી. તે બોલ્યોઃ- "પ્રિયા, કદાચ આ જૂઠી બાબતમાંથી મારા જીવનું જોખમ છે. ગમે તેવો ડાહ્યો અને મિત્ર તોપણ તે રાજા."

**દોહરો.**

ભૂપતિનો વિશ્વાસ શો? ભરવે તેમ ભમાય;
પતંગ ચડિયો વ્યોમમાં, વા વાયે ત્યમ જાય.

માટે મારો વિચાર એમ છે કે સવારમાં વહેલા ઊઠી અહીંથી

દૂર જતા રહેવું. મારો મિત્ર પોતાની ભૂલ જોશે, અને તેનો ગુસ્સો નરમ પડશે ત્યારે પાછો આવીશ. કેમ, તેમાં તારો શો મત છે. ?

ગળગળીત થએલી તેની પત્ની બોલી:—"અહો ઇશ્વર આવી આફત મારી ઉપર કોઈ દિન આવી નથી. પણ પ્રાણનાથ ! આપ પાછા આવશો ક્યારે? આપને કદાચ વાર લાગી, તો મારી શી વલે? ! આપની આનંદમય મૂર્તિ એક ક્ષણ ન જોઉં તો મનમાં મોટા વિચાર થાય છે, ત્યારે આ કદાચ મોટો વિયોગ થાય તે હું કેમ સહન કરી શકું ? ! આપને જવાની હું ના પાડતી નથી, પણ જ્યાં આપ ત્યાં હું.

રામસિંહ "પ્રિયા, જરા સમજીને વાત કર. આટલી બધી કેળવણી મળી છે તેનો આવો ઉપયોગ કરે છે ? હું નિર્જન વનમાં રખડતો ફરીશ. કોઈ દિવસ અંન વસ્ત્ર વિના અને કોઈ દિવસ ભૂખ તરસથી પિડાવું પડશે. કોઇની નોકરી ઉઠાવવાનું પણ આવે. તે સિવાય અરણ્ય વાસ કરનારને કેટલાં દુઃખો પડે છે. તેતો તને ખબર છે. સ્ત્રીને લઇને બધે જવું, અને કોટે બે મણનો પથરો બાંધીને ફરવું એ બરોબર છે."

"પ્રાણનાથ ! સીતાજીએ શ્રી રામચંદ્રજી સાથે રહી અસંખ્ય દુઃખો સહ્યાં છે. દમયંતીએ નળની સાથે દુઃખો ખમતાં પાછી પાની કરી નથી. દ્રૌપદીએ પાંડવો સાથે ફરી દુઃખો સહન કર્યાં તેનો પાર નથી. તો હું શા માટે તે પ્રમાણે ન વર્તું? આપ સુખી તો હું સુખી અને આપ દુઃખી તો હું દુઃખી. આપને અરણ્યમાં દુઃખો ખમવાં પડે અને હું ઘરમાં સુખે બેશી રહું ? એ શું આપને ઘટિત લાગે છે? સ્ત્રી એ પુરૂષનો સુખ દુઃખનો સોબતી છે. સુખ અને વૈ-

ભવ વખતે આપની સાથે રહી મનગમતા મોજ શોખમાં દિવસ ગાળ્યા અને દુઃખની વખતે આપને મૂકી દઉં? નહિ નહિ પ્રાણનાથ, મને સાથે રાખો.

"પ્રિયે! તું સમજુ છે, તેમ છતાં વખત વિચારવાની બુદ્ધિ આ વખતે તારામાં નથી. જરા ઉંડો વિચાર કર. મૂર્ખ સ્ત્રીની પેઠે હઠ કરવામાં હાની થશે. તને સાથે લેવાની મારી બીલકુલ મરજી નથી. મારા ના કહ્યા છતાં આવવાથી તું સુખી થાય તેમ લાગે છે? તેમ છતાં આપણ નિરપરાધી છૈએ માટે રાજાને ઝટ તપાસ કરતાં ખબર પડશે એટલે તારે વધારે દિવસનું દુઃખ નથી. મારી માતુશ્રી તથા મારા પીતાજીની સેવા કરજે. તે તને દુઃખ નહિ આવવા દે. ફક્ત રાજાનો ગુસ્સો નરમ પાડવાને હું એનાથી અદૃશ્ય થાઉં છું. જો હવે મારે સવારમાં વહેલા ઉઠી જવું પડશે, માટે હઠ કર્યા વગર મને હવે જરા આરામ લેવા દે.

"હશે, પ્રાણનાથ જેવી આજ્ઞા. મારી મરજી વિરૂદ્ધ આપની મરજી સાચવું છું. પણ મને બહુ ફિકર થશે. આપ ક્યાં જશો?! આપને કેવી વિપત પડશે? સર્વવ્યાપક કૃપાળુ પ્રભુ આપને વહેલા ઘેર લાવો?" આટલું બોલી આ સુંદરિએ દિલગિરીમાંથી દૂર થવાને નિદ્રાનો આશ્રય માગ્યો, પણ ચિંતાએ આવી ઉંઘ ઉડાડી મુકી.

**દોહરો.**

ચિંતાના ચટકા થકી, ભલાં બહુ વિષ પાન,
વિંછી કેરો ડંખ નહિં, ચિંતા ડંખ સમાન.

ચિંતાએ રામસિંહની પત્નીને ડંખ માર્યો. સુવે પણ ઉંઘ

આવે નહિ " અરે મારી શી વલે થશે? મારા પ્રાણનાથનું શું થશે ?!" ઇત્યાદી વિચારોએ એના મનપર અમલ ચલાવવા માંડ્યો. ઘડીમાં ઉઠે. પોતાના પ્રાણથી-વહાલા પ્રાણનાથનું મૂખ નિહાળી તેના સ્કંધપર મોતી જેવાં અશ્રુનાં બુંદ ટપ ટપ પાડે. ઘડીમાં ઉઠી ઘડિયાળ સામું જુએ. પણ ઘડિયાળને કંઈ તેના રૂદન ઉપરથી તેની દયા આવી નહિં. એતો એનું કામ કર્યાં ગયું. ત્રણ વાગ્યા. રામસિંહ જરાક જાગ્યો, ને પૂછ્યું " પ્રિયા ! કેટલો વખત થયો. ?"

તે કહે—"પ્રાણનાથ, હજુ રાત છે."

રામસિંહે જાણ્યું કે હજુ રાત હશે પણ તેને નિરાંત વળી નહિં. અડધા કલાક પછી પાછો જાગૃત થયો. ઉઠીને મોં ધોયું. ચાકરને ઉપર બોલાવી પોતાનો ઘોડો તૈયાર કરવાનું કહ્યું. અને પોતાની સ્ત્રીને કપડાં કહાડવાનું કહ્યું. થોડીવારમાં રામસિંહ કપડાં પહેરી તૈયાર થયો, ચાકરે ઘોડો તૈયાર કર્યો, પછી પોતાની સ્ત્રી પાસે જઈ કહે "પ્રિયા જાઉ છું."

તે રડતી રડતી બોલી:—"પ્રાણનાથ, મારાથી બોલાતું નથી."

"પ્યારી, રામસિંહ તું રડ નહિં. આ વખત રડવાનો નથી. મને રજા આપ. હું બનશે તેમ જલદીથી પાછો આવીશ, તું મારી બિલકૂલ ફિકર કરીશ નહિં."

"પ્રાણનાથ, જ્યાં જાઓ ત્યાં શરીર સાચવી કામ કરજો. હું તો આજ આપનાથી વિખુટી પડું છું. આપણને પરમેશ્વર પાછાં મેળવીને આનંદમાં બંન્નેને વાતો કરતાં જોડે ક્યારે બેસાડશે ?"

"ઇશ્વર કરશે તો જલદીથી મળીશું રામસિંહ આ જીંદગી એક

મુસાફરી છે, તેમાંથી મોડાં વહેલાં છુટાં પડવાનું તો છેજ. એક દીવસ વહેલું કે મોડું, તો તે વાતનો શોક ન કરવો, હવે વાત કરવાનો વખત નથી. મને રજા આપ ક્ષત્રાણિ થઈ આમ હિંમત શું હારી જાય છે?

"પ્રાણનાથ વહેલા પધારજો."

વજ્રસમાન અંતઃકરણ હોય તે પણ પિગળી જાય એવા આ દેખાવનું આબેહુબ ચિત્ર કોણ આપે? બહાદુર રામસિંહે પોતાનો ઘોડો ચલાવ્યો. તે વખતે શહેરમાં સઘળે શાંત હતું. અણજીતપુર શહેરની બહાર આવ્યો તે વખતે અંધારામાં નાંખી નજર ન પહોચે એવું હતું. ઉપર જુએ તો ચંદ્ર વિનાનું બધું તારામંડળ અને નીચે નિસ્તેજ પદાર્થોથી છવાયલી પૃથ્વી, હજારો પ્રકારની બીક લગાડતી હતી. જેમ જેમ જંગલ આવતું ગયું તેમ તેમ ભય વધતો ગયો. શિકારી પ્રાણીઓની ધુગો. સંભળાઈ—નિરપરાધી ગરીબ પ્રાણીઓ ભયમાંથી બચી જવા, હાંફતાં હાંફતાં પાસે થઇને જતાં હતાં. તેમાં વળી તમરાંની કીકિયારી જંગલને ભયાનક કરી મૂકતી હતી. બહાદુર રામસિંહને આ ભયની કંઈ દરકાર નહતી. પણ તેના મનમાં જે ભય હતો, તે તેને અતીશય ચિંતામાં નાંખતો હતો. ઘડીકમાં રાજા શું કરશે તે વિચારો આવતા હતા. ઘડીમાં તેની પ્રાણપ્રિયાની છબી મનમાં હાજર થઈ જતી! ઘડીમાં એ વિચારોને દુર કરી પ્રભાત થવાની બીકે, ભવિષ્યમાં શું કરવું તેનું ચિંતન કરતો આ નિડરવીર ઘોડાને પુરપાટ દોડાવતો આગળ ચાલતો.

પ્રાતઃકાળ થયો. આસપાસનાં નાનાં નાનાં ગામડાંમાંથી ઘંટી-

ઓના શોર—નાદ, તથા કુકડાઓ બોલતા, સંભળાયા. સૂર્યનારાયણે સુંદર લીલોતરીવાળાં ખેતરોમાં પોતાનો પ્રકાશ નાંખી તેમને શોભાવી દીધાં. ખેતરોમાં ખેડુતો જાણે દયાળુ સુર્યદેવના યશ ગાતા હોય તેમ કોશ હાકતાં ગાવા લાગ્યા. ચકલાં વગેરે પક્ષિઓ પણ પોતાની બાષામાં સૂર્યનો ઉપકાર માનવાં લાગ્યાં.

આ અલૌકિક લીલા નિરખી રામસિંહ વિચારમાં પડયો; ઘોડાને મોડે ફીણ વળ્યું હતું. તેને જરા ઉભો રાખી થાક ખાવા દીધો. પોતે પણ જરા બેઠો. રસ્તે આવતાં આવતાં જે ગામમાં જવાનો વિચાર કર્યો હતો તે ગામ આ ખેડુતોને પૂછવાથી માલમ પડયું કે હવે પાસે છે. તેથી તેને હવે મનમાં જરા ઉત્સાહ થયો, અને વધારે વિશ્રામ નહિં કરતાં પાછો સ્વાર થયો.

મધ્યાન્હ થતા પહેલાં તે આ ગામમાં પોતાના સગાને ઘેર આવી પહોંચ્યો. અહિં રામસિંહનું બહુ સન્માન થયું. ગામડાંની રમતો ગમતોમાં કેટલાક દિવસ વહી ગયા, થોડાક દિવસ પછી આ ઘરમાંથી બે ત્રણ માણસો યાત્રાએ જવાના હતા, તેમની સાથે રામસિંહે પણ જવાનું રાખ્યું. જતાં સુધીમાં અણજીતપુરથી કંઈ સમાચાર મલ્યા નહીં.

# प्रकरण १० मुं.

માણસને માથે દુઃખ પડવા માંડે છે ત્યારે એકદમ પડે છે. અણજીતપુરનો મહારાજા રામસિંહની વાત છૂપી રીતે સાંભળ્યા પ-

છી પશ્ચાતાપ કરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે સવારમાં ને સવારમાં રામસિંહને બોલાવી માફી માગવી. તો પણ પોતાના ગુન્હાને માટે "માફી માગવી" એતો એને બહુજ થોડું લાગ્યું.

રામસિંહની પત્ની સવારમાં સ્નાન કર્યા પછી ઇશ્વરોપાસનામાં બેઠી હતી, તે વખતે તેને ખબર મળી કે રામસિંહને બોલાવવાને દરબારમાંથી કોઈ માણસ નીચે આવેલો છે. ગમે તેટલી સ્ત્રી બહાદુર હોય પણ આવે પ્રસંગે સ્ત્રીજાતીનું અંતઃકરણ ધડકયા વગર રહે નહિં. પછી અક્કલ હોય તેની વાત જુદીજ છે. પેલા માણસને "ઘેર નથી" એટલા શબ્દો કહેવડાવી વિદાય કર્યો.

રાજાને આ ખબર સાંભળતાં બહુજ ખેદ થયો. તેણે વિચાર કર્યો કે નાઠો હશે તો કદાચ આટલામાંજ હશે. તેથી તેણે પછવાડે માણસને મોકલ્યાં. હવે એની દિલગીરિનો પાર રહ્યો નહિ. મોકલેલાં માણસો પણ એકેક પછી આવીને કહેવા લાગ્યાં કે "હમને કંઈ પત્તો લાગ્યો નહિં." પોતાના મનથી વિચાર કરવા લાગ્યો કે 'હે પ્રભુ! મેં આ હાથે કરીને શું કર્યું?! હવે મારા પ્રિય મિત્રનો કયાં પત્તો! કદાચ આપઘાત કરશે તો? અક્કલ વગરના હજામની વાત નાનીને મેં તે ઉપર ભરોંસો રાખી આ શું કામ કર્યું! અરે સરદારસિંહ! જાઓ! પેલા હજામને એકદમ કેદમાં પુરો!! અહો ઈશ્વર! આ શું દુઃખ! આ જાળમાંથી મને મુક્ત કર."

આવા આવા વિચારોમાં તે ખાવા પીવાનું પણ કોઈ વખત ભૂલી જઈ ગાંડા જેવો બની જતો, શું કરે! જ્યાં કર્મે ફસાવ્યો ત્યાં કોઈ શું કરે?! આવામાં તેના દુઃખનો ઘડો પુરો ભરવાને

રાજમાતાએ કેટલોક મંદવાડ ભોગવ્યા પછી સ્વર્ગવાસ કર્યો. હવે તેના દુખદાયક દુર્ગણોને દુર કરાવનાર અને તેને દુખમાં દિલાસો દેનાર કોઈ રહ્યું નહિં. 'અહો પરમેશ્વર! મોટા મોટા મહારાજાઓની ઉપર પણ આવી આફ્રત તું લાવે છે?! અહો! ચડતી અને પડતી તારો શો પ્રભાવ છે?! આ દુનિયાની કઈ ચીજ એ વાઘના પંજામાં સપડાયા વગરની રહી છે?! ગમે તો રંક હો કે રાજા હો, મોટો બળવાન હોય કે નામર્દ હોય, ધનાઢય હોય કે ગરીબ હોય, પણ તે સઘળા એના બારણા આગળ હાથ જોડી એના દીનદાસ થઈ ઉભા છે. સમૃદ્ધિથી છલકાઇ જતો દેશ હોય, આખી દુનિયાપર નહિ એવા શુરા, સાહસિક અને વિદ્વાનો તેમાં વસતા હોય, તો પણ તેની ઉપર ચડતી ને પડતીનો અમલ કોઈ વખત આવે છે અને તે દેશના લોકોને નિર્ધન, આળસુ, કરી સાહસ વિનાના કરી નાંખે છે?! મોટો બળવાન રાજા હોય, રણક્ષેત્રમાં વિજય રંગ વર્તાવી દસે દિશામાં ડંકો કીધો હોય, તેના વંશજો નિર્વીર્ય બનેલા, ભીખ માગતા આપણ ભાળીએ છીએ! લક્ષાધીપતી, અથવા કરોડપતી હોય, ભવ્ય અને સુંદર ઇમારતોમાં રહી નાના પ્રકારનાં સુખો અનુભવતો હોય એવો કોઈ પુરૂષ પણ અલ્પકાળમાં વિપતિમાં આવી પડે છે, અને એવી ઇમારતોમાં કાગડા ઉડે છે! આહા! ચડતી અને પડતી! તારાં આવાં પરાક્રમો બળ્યાં છે?! અણુજતપુરના મહા પ્રતાપી રાજાએ, તથા તેની રૈયતે અદ્યાપિ સુધી સુખમાં નિર્વિઘ્ને પોતાનો કાળ નિર્ગમન કર્યો છે, પણ હવે તું તેમની કેવી દશા કરે છે, એ જોવાનું છે!

ઉપરીઓની ગેરવર્તણુકની અસર તેમના હાથ નિચેનાં માણુ-
સોમાં ઝટ આવે છે, તે પ્રમાણે આ મહારાજાની વર્તણુક જોઈ તેની
પ્રજા પણ એમ વર્તે એમાં નવાઈ નથી. શામસિંહ વગર રાજમાં
બંદોસ્ત રહ્યો નહિ. કચેરીઓમાં અમલદારો લાંચ લેતાં પણ આ-
નાકાની કરતા નહિ. ગરીબ લોકોપર મોટાલોકોએ, તથા હોદ્દાવાળા
માણુસોએ જુલમ ચલાવવા માંડયો. કેટલાક ડાહ્યા માણુસો. રાજાને
તેની ભૂલ દર્શાવવાની હિમત નહોવાથી, ગુપ્ત રીતે પત્ર લખે કે
"જો ગરીબોને દુઃખ પડશે, અને તેમની આંતરડી કકળશે તો રા-
જનું નિકન્દન જશે." પણ જે દરબારમાં આળસ, વ્યસન, નૃત્ય, ને નિં-
દાનું પુર ચલણ ત્યાં એમની વાત કોણ ગણકારે?! અણુજીતપુર
જેવા નામીચા શહેરમાં પણ, ઓછામાં પુરૂં હવે ચોરીઓ તથા
લૂટફાટ થવા લાગી.

આવા વખતમાં જાફરખાં નામે કોઈ અમીર દીલ્હીના મોટા
પ્રબળ મોગલી રાજમાંથી, અણુજીતપુર શહેરની પ્રખ્યાતી સાંભળી,
પોતાના દીકરાનાં લગ્ન માટે સુંદર કાપડ વહોરવા આવ્યો. ભાત-
ભાતની સાટીન, અતલસ, અને બીજાં ઝીણાં કપડાં તેણે ખરીધાં.
અણુજીતપુરથી એક ગાઉ ગયો નહિં એટલામાં કેટલાક હરામખો-
રોએ મસલત કરી મીયાંને મારી નાંખવાની ધમકી આપી તેનું સર્વ-
સ્વ હરણ કરી લીધું. જાફરખાં પાસે હથિઆર હતાં પણ પરદેશમાં
તેનો ઉપયોગ કરવાથી ફાવશે નહિં, એવું ધારી બધું આપી દીધું,
પણ લૂટારાઓની પાછળ પાછળ જઈ તેના માલનું શું થાય
છે તે જોયું, તેઓએ એ માલ લઈ એક દુકાનદારને ત્યાં હલકી

કિંમતે વેચી દીધા. જાફરખાંએ ચોરોને પકડાવવા દરબારમાં જાહેર કર્યું. સિપાઇએ આથી પેલા ચોરોને પકડ્યા, પણ તે લાંચ આપી છુટી ગયા. જાફરખાંએ બીજે દિવસે કચેરીમાં અરજી કરી, પણ એ ત્રણ દિવસે તેને માલમ પડ્યું કે મોટા અમલદારોએ પણ લાંચ લીધી છે. અને છેવટે ન્યાયાધીશે ચુકાદો આપ્યો તેમાં મીયાંનો ઉલટો દંડ કર્યો.

આથી જાફરખાંનો ગુસ્સો વધ્યો, તેણે વધારે તપાસ કર્યા વગર એકદમ પોતાને સ્વદેશ જઈ ત્યાંના પાદશાહને ઉશ્કેરવા આ વાત જાહેર કરવાનો વિચાર કર્યો. દિલ્લીમાં આવ્યા પછી બીજે દિને સવારમાં કચેરી ભરાઈ તેમાં પાદશાહના માનીતા જાફરખાં બોલ્યા:—

જાફરખાં.—જહાંપનાહ, જીસ શેહેર ઓર વહાંકે બાશીંદુંકી તારીફ હુઝૂરકી સમાઅતમેં આઇથી, ઓર યેહ ભી ગોષઝદ હુવાથા કે વહાંકા [1]ફરમાંરવા આદિલો બહાદૂર હે, યેહ સબ હકીકત દરોગ ઓર [2]ગલત હે; ક્યું કે ઇસ ખાને ઝાદકે લડકેકી શાદીકે લીએ ઝરૂરી [3]અશીઆ ખરીદ કરનેકે વાસ્તે મેં ઉસ શેહેરકો ગ્યાથા; વહાંસે કલ આયાહું. હર ચીઝ વહાંકી દેખ કર તબીઅત રાઝી ઓર દિલ ખુશ હુવા. કપડે વગેરે જો કુછ કે ઝરૂરી ચીઝથી, મેંને ખરીદ કરકે જબ અપની મનઝિલકી તરફ [4]મુરાજીઅત કી, રાહમેં આ વુજૂદ બસ્તી હોનેકે શેહેરકે શોદે, લૂચ્ચે, [5]જેબકતરીએ વગેરે મુફતખોરૂંને મુઝે ઘેર કર મેરા તમામ માલ ઝબરદસ્તી છીન

૧ ફરમાંરવા=રાજા. ૨ ગલત=જૂઠી. ૩ અશીઆ=માલ. ૪ મુરાઝિયત કી=પાછો ફર્યો. ૫ જેબકતરીએ=ખીસા કાતરૂ.

લીઆ. ઉસ વક્ત બાવુજુદ કે મેરે પાસ સમશીર–સિપરભીથી લે-
કીન તનહા સેંકડુંકા સામના કિસ તરેહ કર સકતા ! દિલહી દિલમેં
ગમ ખાકર [1]રંજીદા ઓર [2]મલુલ હો ગયા; ઓર વહાંકે વાલીએ
શેહેર પર નશેમેં હું, જીસ શખ્સને હુઝૂરે આલીમેં ઉસ શેહેર ઓર
શેહેરયારકી તારીફ્ કી વોહ બિલકૂલ ના વાકિફ ઓર નાદાન
હોગા. ઉસ શેહેરમેં હરામખોરી, દગાબાઝી, લાંચ રૂશવત્ અઝ
બસ રાઇજહે; ઓર ગેરઇનતિઝામી એસીહે કે બિયાન નહીં કર
સકતા. અબ દિલ ચાહતા હેકે વોહ સબ અશરાર ઓર ઉસ રા-
જાકો મુકૈયદ કરકે સબ રિયાસત હુઝૂર કે [3]ઝેરરમાન કી જાવે.
મગર આપ મૂખતાર ઓર માલિક હેં આપકે હુકમકા મૂનતઝિર હું.

પાદશાઃ—જાફ્રરખાં તૂમહારી ઝબાની યેહ હકીકત સુનકર
ઉસ રાજાસે મેં બોહોત નારાઝ હુવા. કયુંકે ઉસકે મુલ્કમેં અશરા-
રૂંને તૂમકો ઇઝા દેકર અપને [4]અઆમાલે [5]શનીઅ કી પાદાશકો ન
પહોંચે. ફિર ઉસ રઇસકો રખના [6]મૂનાસિબ નહી. એસા ચાહતા હું
કે રાજાકો તીન રોઝમેં જીસ હાલતમેં બેઠા હો ઉસી હાલતમેં
ગિરફ્તાર કર મેરે સામને હાઝિર કરના. જાફરખાં, તૂમહી અપને
સબ લશકર ઓર અમલદારૂંકો લેકર જાઓ.

જાફ્રરખાં—જહાંપનાહ જેસા હુઝુરકા હુકમ.

જાફ્રરખાંનું હવે ફાવ્યું. બે ત્રણ દિવસમાં તેણે બધું લશ્કર
તૈયાર કર્યું. દશ હજાર સ્વાર, ૨૦ હજાર પ્યાદલ, કેટલાંક ઉંટ અને

૧ રંજીદા=દિલગીર. ૩ મલુલ=નારાજ. ૩ ઝેરફરમાન=તાબે.
૪ અઆમાલ=કામ. ૫ શનીઅ=ખરાબ. ૬ મુનાસિબ=લાયક.

૧૦૦ તોપોનું લશ્કર દિલ્હી છોડી નક્કી કરેલે દિવસે અણુજીતપર ભણી ચાલ્યું. સૌથી આગળ નિશાન તથા વાવટાવાળા બે સ્વારો ઘોડાપર ચાલતા હતા. તેની પછવાડે દશ હજાર સ્વારો લાલપોશાક પહેરીને ચાલતા હતા. તે પછવાડે પાણીના પ્રવાહ પેઠે ચાલતી પ્યાદળની હારો ચાલતી હતી. સૂર્યના પ્રકાશથી શસ્ત્રો ચક્ ચક્ થતાં હતાં. આગળ નીશાનવાળો ચાલતો હતો તે કોઈ વખત નગારાનો મોટો નાદ કરી આખા જંગલને ગજાવી મુકતો, અને નિરપરાધી પક્ષીઓના પેટમાં મોટી ફાળ પાડતો. જાફરખાં દમામમાં ને દમામમાં પોતાનો વેર લેવાનો અર્થ સરેલો જોઇ મગ્ન થતો ગાડીમાં બેશી વાતો કરતો ચાલતો હતો. ત્રણ ચાર દિવસ લશ્કર આમ ચાલ્યું. પાંચમે દિવસે બપોરે એક મોટા મેદાનમાં ઊતારો કરવાનું જાફરખાંએ ફરમાવ્યું. ખુંટીઓ મારી ઘોડા બાંધ્યા. અને સાથે રાખેલા મોદીખાનામાંથી બધાંએ સીધું લીધું. અને ચાર પાંચની ટોળીઓ વળી રસોઇ કરવા મંડી ગયા. જાફરખા મનમાં ફુલાતો લશ્કરની વચ્ચે રાજાના જેટલા ભપકાથી બેઠો બેઠો વાતોના તડાકા મારતો હતો, બધા હર્ષમાં વાતો કરતા હતા, પણ ફક્ત એક ફકીર પોતાના મોડા ઉપરથી ચિંતા દર્શાવતો હતો.

અણુજીતપુર શહેરથી નિકળેલો એક બહાદુર ક્ષત્રી પોતાના ભાઇનો મંદવાડ સાંભળી ઘોડા ઉપર સ્વાર થયેલો આ રસ્તે થઇને જતો હતો. તેના જોવામાં આ લશ્કર આવ્યું તેણે વિચાર્યું કે આટલું બધું સૈન્ય અહીં ક્યાંથી? જેમ જેમ પાસે આવતો ગયો, તેમ તેમ તેને માલમ પડયું કે મુગલોનું સૈન્ય છે. આગળ ચાલતાં તેને

વળી એક મુગલ સિપાઇએ પુછ્યું કે "યહાંસે અનજીતપુર શેહેર કીતનિ દુર હોગા ?"

આથી એને વિચાર થયો કે સૈન્યને અણુજીતપુર જવાનું કંઈ કારણ હશે. તે કારણ કેમ શોધવું તેની તેને મોટી ચિંતા થઇ. કદાચ પોતાની જન્મભૂમિ ઉપર આ સૈન્ય જતું હશે, તો પોતે શા કામમાં આવશે, એમ તેને ભાસ્યું, તેથી ફકીરનો વેશ લઇ લશ્કરમાં પેસી બધી તપાસ કરવી એવો તેણે વિચાર કર્યો, અને વિલંબ કર્યા વિના એકદમ પોતાનો પોશાક બદલી ગળામાં મોટો મણકાનો હાર ઘાલી, હાથમાં માળા લઇ ફકીર બની "ખુદા ભલા કરે, ફકીરકા સવાલ કોઇ સુનેગા?" એમ બોલતો બોલતો લશ્કરમાં પેઠો. મુસલમાનો અણુજીતપુર ઉપર હુમલો કરવાની વાતો કરતા હતા, તે સાંભળી તે બહુ ખેદ પામ્યો. તેને ચિંતા થઇ કે આ બધું લશ્કર એકદમ જઈ અણુજીતપુરને ઘેરો ઘાલશે, ને આળસુ થઇ ગયલો રાજા જો તે પહેલાં ચેતશે નહિંતો બહુ હાની થશે. ઉપર બતાવેલો ફકીર ઉદાસી મોડેથી ફરતો હતો તે આજ હતો.

જાફરખાં બેઠો બેઠો વાતો કરતો હતો, ત્યાં આ બહાદુર ક્ષત્રી ફકીરને વેશે આવ્યો ને જાફરખાંની વાત ચિંતાતુર મોડે સાંભળવા લાગ્યો.

જાફરખાંઃ—"વો કાફર હિંદુ લોકકુ જીતનેકા બહોત મુશ્કેલ નહિ. અપન કલ વાં પહોચેંગા રાજાકુ કયા ખબર હોયગી? સુનો મહમદખાં સબકુ હુકુમ કરના કે શહેરમેં જાકે એકદમ ઘુસના મગર પીછેંસે રાજાકુ પકડના બહોત મુશ્કેલ પડેગા."

પેલા ક્ષત્રીએ આ બધું સાંભળ્યું. તેના તો હોશજ ઉડી ગયા. બોલતો બોલતો પાછો તે છાવણીની બહાર આવ્યો. ને ચિંતા કરવા લાગ્યો.

"અરે! આ દેશપર શી આફ્ત?! આળસને આધીન થયલા રાજાને તો રાત દિવસનું ભાન નથી! આ બધું લશ્કર એકદમ જઈ હુમલો કરશે! ત્યારે આવા વખતમાં મારે મારી જન્મભૂમિને કંઈપણ ઉપયોગી થઇ પડવું જોઇએ. હું એકદમ જઇ સર્વને ચેતાવું. અહો પ્રભુ! મને ને મારા સ્વદેશીઓને સહાય થજે." આમ બોલતો તે એકદમ પોતાનો પોશાક બદલીને પોતાના ઘોડા ઉપર સ્વાર થયો. પોતાના ભાઇની માંદગી વિષે તેને સાંભર્યું. પણ તેણે વિચાર્યું કે મારા હજારો સ્વદેશી બંધુઓને નુકશાન થશે, તેના કરતાં મારા એક ભાઇને નુકશાન થશે, તો તે કંઇ વધારે નથી. વાંચનાર! દેખાડ તારા દેશમાં એથી દશગણો ઓછો પણ દેશહિતેચ્છુનર!

ઘોડાને દોડાવતો તે આગળ ચાલ્યો. ઘોડો કોઇ વખત ધીમો પડતો ત્યારે આ મુગલોની રીસ ઘોડા ઉપર કહાડવી પડતી. છેવટે રાત પડી ને અંધારૂં થયું. અણજીતપુર જઇ, ક્યારે રાજાને ચેતાવું એજ વાત તેના મનમાં રમી રહી હતી. ઘોડાના મોઢામાં પણ ફીણ આવ્યું હતું. તેના શરીરપરથી સ્વેદનાં બુંદ ટપ ટપ મોટાં વરસાદનાં ફોરાંની પેઠે પડતાં. અતીશય થાકથી, ઘોડાની ચાલ જરા ધીમી પડી તેથી તે બોલ્યો "અરે ઘોડા! તું મને રસ્તામાં રાખીશ? આ વખતે તારી ઉપર બધો આધાર છે, અને તું નિમકહરામ થઇશ? મ્લેચ્છના સૈન્યપર દૃષ્ટિ કરવાથીજ તારી બુદ્ધિ આ-

ટલી બધી બગડી કે શું? અણજીતપુરનો મહારાજા ઘેનમાં તો ઘેરાયલો છે, અને વળી આ અસંખ્ય અરિદળથી પણ ઘેરાશે, પછી દેશની ને દેશીઓની શી અવદશા?! ઓ મુગલો આવ્યા દેખાય! કદાચ બે ત્રણ કલાક પછી આવશે, એટલામાં એ શું તૈયારી કરશે? ક્રૂર–રાક્ષસી સ્વભાવના આ આટલા બધા મુગલો આવી એકદમ શહેરમાં ધુસસે તે વખતે એ શું કરશે?"

છેવટ ઘોડો ચાલ્યો નહિં ત્યારે તેને તેના ઉપર દયા આવી. અંધારૂં છતાં, તે ઘોડા ઉપરથી ઉતર્યો. ઘોડાના શરીરપર હાથ ફેરવ્યો. થોડીવાર થાક ખાધો, પણ તેને ધીરજ રહી નહિ તેથી પાછો સ્વાર થયો. પાછલી રાતનો જરા ચંદ્રે આભમાં દેખાવ દીધો એટલે ધીમે ધીમે આ બહાદુર ક્ષત્રીએ રસ્તો કાપ્યો.

આફત આવે છે તે કંઈ કહીને આવે છે? કાલ આપણી ઉપર આભ તુટી પડવાનું હોય, પણ તેની એકે નિશાની આજ લાગતી નથી. અણજીતપુરના મહારાજા ઉપર ગમે તેવી આફત આવી પડવાની છે, પણ તેને કંઈ ખબર છે? હમેશની પેઠે મહારાજા આજે મહા મહેનતે આળસ પાસેથી રજા માગી દીવસ ઉગ્યા પછી મહેલમાં પધાર્યા કે માલકસુંબા તૈયાર! કોણ જાણે રૈયત શું કરે છે, ને કોણ જાણે ગરીબોને શું દુઃખ છે? શું સારૂં થાય?! પોતાનો પ્રજા પ્રત્યે શો ધર્મ છે તે સમજે ત્યારેને? ધર્માસનને ઠેકાણે માલકસુંબાને મશ્કરી ઠઠ્ઠાનું શું કામ છે? એ પુરૂં થયું કે નૃત્યને માટે મોતની મૂડીઓ જેવી તાયફાઓ તૈયાર!! ગાનતાનમાં ચકચુર થૈ જ્યારે બધા બેઠા હતા, ત્યારે, પેલો બહાદુર ક્ષત્રી હાંફ-

તો હાંફતો મહેલમાં આવ્યો. તેણે આવી ત્રણવાર નમન કર્યું પણ મહારાજાની નજર અને હાથ ગાયન ચાલતું હતું તેમાં તાળીઓ પાડવામાં રોકાયાં હતાં. પેલો ક્ષત્રી લાચાર થઈ ઉભો, અને એક ગાયન બંધ થયું એટલે પાધરો બોલ્યોઃ—

"અણજીતપુરના મહા પ્રતાપી મહારાજા, મારી અરજ સાંભળવા કૃપા."—

એટલું બોલ્યો એટલામાં મહારાજાનું ધ્યાન તો પાછું ગાયન તરફ ગયેલું તેણે જોયું.

મહારાજા—"પેલો કેદારો બોલ."

પેલો બહાદુર ક્ષત્રી ખચકાઇને ઉભો રહ્યો. તેણે ધીમેથી કહ્યું કે આ કેદારો બોલતાં અણજીતપુરનો કદાડો આવશે. કેદારો થઈ રહ્યો એટલે પાછો બોલ્યો.

ક્ષત્રી—"મારૂં કોઈ સાંભળશો ? અણજીતપુર શહેરપર મોટું લશ્કર આવે છે, હમણાં ઘડિકમાં શહેરની ધુળધાણી થશે."

પાસે બેઠેલા એક જણે પૂછ્યું "શેનું લશ્કર આવે છે ? !"

ક્ષત્રી—"મુગલોનું મોટું સૈન્ય ઝપાટાબંધ અણજીતપુર તરફ કુચ કરે છે. (ધ્રુજતો ધ્રુજતો) મહારાજાને તો રાત દિવસનું ભાન નથી."

મહારાજાનું ધ્યાન તો પેલા ગાયનમાંજ રોકાઈ ગયું હતું.

મહારાજા—"ચલાવ પેલી સોરઠી ગઝલ."

પાસે બેઠેલા અમલદારને પેલા ક્ષત્રિએ કહ્યું કે "હમણાં ગજબ થશે. કૃપા કરીને તમે મહારાજાને બોલાવો. તેણે મહારાજાને

બોલાવી આ વાત કહી, એટલે પેલા ક્ષત્રિએ કહેવું શરૂ કર્યું.

"મહારાજા ધિરાજ, મુગલનું મોટું સૈન્ય, એક બે કલાકમાં આવી શહેરમાં પેસશે. અને આપ જો આ વૈભવ વિલાસમાંથી ચેતશો નહિં, તો હજારો માણસોનો મુગલો નિરર્થક ઘાણ વાળશે. ક્યાં ગયું આપનું શૌર્ય?! આ શું? અણુજીતપુરના પ્રતાપી મહારાજાનો વખણાયલો ન્યાય ક્યાં અદૃશ્ય થઇ ગયો? કૃપા કરી હવે ચેતો, અને સૈન્યને સજ્જ થવાનો હુકમ આપો તો કંઈ આશા રખાય."

મહારાજા—"લશ્કર ક્યાં છે? પણ આટલો બધો તું હાંફ છે શેનો?!"

ક્ષત્રી—"ઓ રાજા ધિરાજ, હજી આપના માન્યામાં વાત નથી આવતી? અહીંથી બે ત્રણ ગાઉ ઉપરજ હશે. આપના અમલદારો અને સલાહકારો બધાં ક્યાં ગયા?!"

મહારાજા—"એમ છે, તો લશ્કરને એકદમ તૈયાર કરો; ભાઈ, જાઓ, એક જણ જઇ બધા સૈન્યને તૈયાર કરો, અને દરવાજા બંધ કરો. મારો પ્રિયમિત્ર રામસિંહ હોય તો મને આટલું દુઃખ પડેજ નહિં. ઘણા માણસો થાકીને પાછાં આવ્યા ત્યારે મે પ્રધાનજી, તથા વૃદ્ધ કવિરાજને મોકલ્યા છે, તેમનો પણ પતો નથી! એ હોય તો મને બીલકુલ હરકત નડે? કોણ જાણે રાજ્યમાં શો ગેરબંદોબસ્ત જોઈ મુગલો ચઢી આવ્યા? ઇશ્વરેચ્છા, બધા સૈન્યને સત્વર તૈયાર કરો."

ગાંડાને ડામ દેવાથી ભાન ઠેકાણે આવે છે. નિશામાં ચકચુર થયલાને માર મારવાથી ભાન આવે છે. અને બહુ વૈભવ વિલાસમાં ગરક થયલાને ઓચિંતી એક મોટી આફત આવી તેના કાન ઉ-

ધારે છે. મહારાજા કિશોરસિંહનું ક્ષત્રીબળ આ આફતથી પુનઃસંજીવન થઈ સ્ફુરી નીકળ્યું. લસ્કરમાંના ઘણા લોકો—સિપાઇઓ, આવી આફત આ શહેરપર આવશે એ અસંભવીત છે એમ ધારી પોતપોતાના કામે કહિં ગયલા તેથી મથીને આઠ નવ હજાર માણસ આ શહેરમાંથી મળી આવ્યું તેને લઈ રાજા તૈયાર થયો. કેટલાક શહેરીઓ લસ્કર આવે છે તેવી મોટી બુમ પાડતા રાજા કને ફરીયાદ કરવા આવ્યા, ને પછવાડેથી તુરત મુગલોનું મોટું સૈન્ય આવ્યું, અને રસ્તામાં આવતા ટેકરાને નદીનું પુર જેમ ઘેરી લે છે તેમ તે સૈન્યે અણજીતપુર શહેરને ઘેરી લીધું. કેટલાક શહેરબહાર કામે ગયેલા લોકો બહાર પણ રહી ગયા.

સૈન્ય સમુદ્રમાં અણજીતપુર બેટ તરવા લાગ્યો. મુગલોની મોટી તોપોના ગેબી ગોળાઓએ પુનરાવર્તના પવિત્ર રાજાઓએ બંધાવેલા વજ્ર જેવા કોટમાં છિદ્ર પાડવાને થોડીવાર તો મિથ્યા પ્રયત્ન કરી, શેહેરમાંના બાયલા લોકો અને સ્ત્રિઓનાં અંતઃકરણમાં ધાસકો પાડયો. ક્ષત્રીઓએ પણ કોટના બુરજોમાં રહી તોપોનો પ્રહાર ચલાવ્યો. મધ્યાન થયા ત્યાં સુધી એમને એમ ચાલ્યું. બુરજપરથી ક્ષત્રીઓ જે તોપ ફોડતા, તેથી મુગલોમાંના ઘણાં માણસ મરાતાં. છેવટ મુગલો તડકાથી અને માણસ મરવાથી કંટાળ્યા. નિસરણી મુકી કોટપર ચડવાનું તેમણે શરૂ કર્યું, પણ રજપુતોએ ઉપર ચડ્યા તેમને કાપી નાંખ્યા. મુગલોને તેમના માણસોનાં ધડ શીશ જુદાં પડતાં જોઈ શુર ચડ્યું, પણ જ્યાં સુધી કોટ પડે નહિ ત્યાં સુધી તેમનું કંઈ વળે તેમ નહતું. સાંજ સુધી મથ્યા પણ કોટ

ને ઇજા થઈ નહિં. છેવટ સાંજ પડે બંન્ને પક્ષવાળાએ યુદ્ધ બંધ રાખ્યું.

મુગલોનું લશ્કર વધારે જોઈ રાજાના મનમાં જરા ચિંતા ઉત્પન્ન થઈ ખરી. તેને કોઈ દિલાસો કે હિંમત આપનાર ન રહ્યું એ જોઈ તેને બહુ ખેદ થયો; બધી ગોઠવણ પોતાને હાથે કરવી પડી. રાત્રે મુગલો અંદર ઉતરી ન પડે તેને માટે તેણે ત્રણ ત્રણ ચાર ચાર ક્ષત્રીઓને ચોકી કરવા રાખ્યા હતા.

પ્રાતઃકાળમાં પાછાં ઉભય પક્ષનાં સૈન્ય તૈયાર થયાં. આગલા દિવસના કંટાળેલા મુગલો હડકાયા કુતરા જેવા બની ગયા હતા. મોટી તોપોના ગોળા મારીને કોટમાં કાણાં પાડ્યાં, પણ તેજ કાણાંમાંથી પાછી ક્ષત્રીઓની ગોળીઓ આવી હજારોનો ઘાણ વાળતી. મુગલો તેથી કંટાળ્યા. હાથીને ગાંડા કરી ઉંટપર ધક્કો મરાવી દરવાજો તોડી પાડવાનો વિચાર કર્યો. એક બે પ્રયત્ને તેઓ પાર પડ્યા. દરવાજો જરા ભાગ્યો કે મુગલો ધસારો કરી એકદમ અંદર પેસવા ગયા. આણી બાજુથી ક્ષત્રીઓ પણ તેમને અટકાવવા દરવાજા આગળ આવ્યા. આ દરવાજામાં મોટું યુદ્ધ થવા લાગ્યું. હવે તો બંદુકોનો ઉપયોગ મુકી દઇ તરવારોનો ઉપયોગ ચાલ્યો. હજારો માણસોના ઢગલા લોહીથી ખરડાયલા જમીનપર પડ્યા. ક્ષત્રિઓ મરણીઆ થઈ હાથમાં આવે તેને કાપી નાંખી પડતા. રાજા પછવાડે હતો. મુગલો પેદા જોઈ તેને હવે બહુ ચિંતા થઈ, તોપણ તે મનમાં બીક છતાં ઉપરથી હીંમત રાખી પોતાના સિપાઇઓને હિંમત આપતો. જાફરખાં પાલખીમાં બેસી ફરતો હતો. તેની આસ-

પાસ મુગલો વિંટળાઈ તેનું રક્ષણ કરતા હતા. તેને એક શુરવીર ક્ષત્રીએ કહ્યું કે "બાયલા! નીચે ઉતરને! અંદર બેઠો બેઠો શું જુવે છે?" એ ક્ષત્રી ઉપર એકદમ પેલા મુગલોમાંથી એકે ઘા કર્યો. તેનાથી રહેવાયું નહિ. પોતાની ચળકતી તરવાર ચોતરફ ફેરવતો તે બસેં ત્રણસે મુગલોમાં પેઠો. તેના શરીરમાં હજારો ઘા પડ્યા, તે નહી ગણકારતાં તેણે જે હાથમાં આવે તેની કાપણી કરવા માંડી. અંતે પડયો. એનું જોઇ બીજા ક્ષત્રીઓને શુર ચડયું. એકે જઈ તેમના સેનાપતીપર ઘા કરી તેને ઘોડા ઉપરથી નીચે પાડયો. મુગલોમાં હાહાકાર થઈ રહ્યો. જાફરખાંની હિંમત બે ઘડી સુધી જતી રહી. તેણે પોતાના માણસોને કહ્યું કે તમે રાજાની પાસે જઈ તેને પકડી લાવો એટલે બીજા એની મેળે શરણે થશે. મુગલો જ્યાં પછવાડે રાજા ઘોડા ઉપર બેઠેલો હતો ત્યાં તેને પકડવા દોડ્યા. રાજાની પાછળ બસેં સ્વારો કુંડાળું વળાઈ ઉભા હતા. એક મુગલસરદારે કહ્યું "અમારે તમારા રાજાને પકડી અમારા બાદશાહ પાસે લઇ જવા છે, તમે નાહક કપાઈ મરશો તે કરતાં અમારે તાબે થાઓ અમે તમને જવા દઇશું" એક ક્ષત્રી સરદારે ઉત્તર વાળ્યો. "તમારા બાદશાહનો દાદો અહિં આમંત્રણ દઈ તેડવા આવે, તોપણ અણજીતપુરના અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજાને અમારા ખોળિઆમાં શ્વાસ હશે ત્યાં સુધી આંચ નહિ આવવા દઇએ! ક્ષત્રી જાત કોઈ દહાડો લુણહરામ થઈ નથી, થતી નથી, ને થશે નહિ. પ્રમાણિકપણામાં ક્ષત્રી કરતાં કઈ જાત દુનિયાંપર ચઢી છે?! રણક્ષેત્રમાં રહી એકલો છતાં ડરી કયા શૂરા કુળવાન ક્ષ-

ત્રીએ પાછી પાની કરી છે?!" સામું લાખો માણસનું સૈન્ય હોય, પણ મરણના ભયથી નિડર રહી અંતકાળ સુધી પ્રમાણિકપણે પોતાની ફરજ બજાવી, આ ક્ષણિક દુનિયાં તજી જવાનો જેઓએ નિશ્ચય કર્યો છે એવા શૂરાઓને શું નડે છે?! અણુજીતપુર શહેરના દરવાજામાં હવે કાપાકાપી જોસભેર ચાલી. રાજાની પાછળ પાંચસેં સાતસેં ક્ષત્રીઓ તો કોટ પેઠે ઉભા હતા. આ ક્ષત્રીઓ ઉપર હવે મુગલો ફાડી ખાનાર વરૂઓની પેઠે પડ્યા.

ક્ષત્રીઓ પણ જોસભર લડયા. પણ સંખ્યા બહુ ઓછી હોવાથી ઝાઝીવાર ફાવી શકે તેમ નહતું. દરેકના મનમાં લડતી વખતે પણ શહેરની શી દશા થશે એવો ભય રહેતો. શૂરા ક્ષત્રીઓને શૌર્ય દાખવી પોતાની પાસે પડેલા જોઈ, રાજાને બહુ ખેદ ઉપજ્યો. તેણે એક ક્ષત્રી સરદારને બોલાવીને પોતાનો વિચાર જણાવ્યો કે "હવે આપણું ફાવશે નહિ. કારણ કે આ સો બસેં માણસ દેખાય છે, તેટલુંજ આપણું માણસ છે. બીજું કયાં ગયું તે ખબર નથી. ઇશ્વરેચ્છા." ક્ષત્રીઓ પોતાની પવિત્ર જન્મભૂમી માટે એકેક પછી જય! જય! કરી પડયા. બહાદુર ક્ષત્રી યોદ્ધાઓનાં ધડશીશ જુદાં થઈ તેમાંથી લોહીની ધારા વહેતી તે જોઈ રાજાનું અંતઃકરણ અતિશય દુભાયું. આંખમાં આવતાં આંસુ ખાળી રાખવાં મુસ્કેલ થઈ પડયાં, પણ ઇશ્વરની મરજી વિરૂદ્ધ પગલું ભરવામાં કોણે જીત મેળવી છે? આટલા ક્ષત્રીઓએ પણ મરતાં મરતાં મુગલોને તોબા પોકરાવી! આહા! જો રાજ શુભેચ્છક વૃદ્ધ કવિરાજ હોય તો જીત ન મળે? રાજભક્ત પ્રધાન હોય તો

રાજાને સારી સુચનાઓ આપી આવું કરાવેજ કેમ? રાજાનો પ્રિયમિત્ર રામસિંહ હોય તો આટલાં વાનાં થાયજ શેનાં? પણ ઇશ્વરની ગતી ન્યારી છે. અભિમન્યુને સાતમા કોઠામાં મદદ કરવાનું તેના કાકા ભીમે વચન આપ્યું હતું. તે આવ્યો હોત તો તેમ થાતજ કેમ? પણ માણસ શું ધારે છે ને ઇશ્વર શું નિર્માણ કરી મૂકે છે!

ક્ષત્રીઓ એકેક પછી પડયા. ચાર પાંચ ઘાયલ થયલા ક્ષત્રિઓજ ફકત રાજાની આસપાસ હવે રહ્યા. મુગલોએ તેમને કહ્યું કે તમે નિરર્થક શા માટે પ્રાણ ખુઓ છો?! ઘાયલ થયેલા ઘેર જાઓ, ને હમારા બાદશાહના હુકમ પ્રમાણે તમારા રાજાને દિલ્હી લઈ જવા પડશે. ક્ષત્રીઓ કહે અમારી ઓછી સંખ્યા હોવાથી અમે ડરવાના નહિ. અમારા જીવતાં અમારા મહારાજા ધિરાજ તમારી પાસે નહીં આવે."

મરણીયા થઈ, મરાય તેટલાને મારી આટલા રહ્યા હતા તે પણ પડયા. રાજાની હિંમત હવે રહી નહિં. આસપાસ જુએ છે તો પોતાના બહાદુર ક્ષત્રિઓનાં મસ્તકો લોહીથી ખરડાયલાં જમીનપર પડેલાં હતાં. અસંખ્ય મુગલોમાંથી બાકી રહેલા મુગલો એકદમ રાજા પાસે આવી ઉભા. રાજા તરફ હાથ ઉગામવાની તેમને સાફ મના હતી. નિરાશ થયેલો મહારાજા હવે બોલ્યો "દુષ્ટ લોકો! તમે મારા શુરવીર પુરૂષોનો સંહાર વાળ્યો, અને મને શા માટે જીવતો રાખો છો! આવો! મારી સાથે પણ. અથવા તમારામાં ઉપરી હોય તેને બહાર કાડો. અમે દ્વંદ્વ યુદ્ધ કરીએ."

જાફરખાં બોલ્યો "આપને અમારા બાદશાહ પાસે દિલ્હી લઈ

જવાનો અમને હુકમ થયો છે, માટે અમારે અમારી ફરજ બજાવવી પડશે.” રાજાનું અંતઃકરણ ભરાઇ આવ્યું. “અરે! મારે આ મ્લેચ્છ લોકોની મરજીને અનુસરીને ચાલવું પડશે? મારી સ્વભૂમિ છોડી હું જાઉં તેમ કરતાં મરાય તેટલાં માણસોને મારી હું આ પવિત્ર ભૂમિ ઉપરજ પડું તો કેવું? અરે! પણ મારા મિત્ર, પ્રધાન, વગેરે મારા હિતેચ્છુઓને હું મળ્યો નથી! જીવે જીવતો હઇશ તો કદાચ કંઈ કરી શકીશ. માટે હાલ આ દુષ્ટ લોકો સાથે જવું પડશે. ઇશ્વરેચ્છા.”

કેટલાક મુગલોને રાજાની સાથે દિલ્હી મોકલવાનો હુકમ કર્યો તેમની જોડે રાજાએ હવે ચાલવા માંડયું. પણ જેમ જેમ ચાલ્યો તેમ તેમ તેના મનમાં અનેક તરંગો ઉત્પન્ન થયા. “અરે મારી જન્મભૂમી હું તને તજીશ?! અહો! એક બે દિવસમાં આ શો ચમત્કાર?!! મારી પ્રજાના હવે શા હાલ થશે? મારી પ્રિયા શોકમાં ને શોકમાં મરી જશે! અહો ઇશ્વર મને આવું દુઃખ પાડવું હતું તો રાજકુળમાં કેમ જન્મ આપ્યો? જે વખતે મારી પ્રજાનું રક્ષણ કરવું જોઇતું હતું તે વખતે હુંજ બીજાનો તાબેદાર થઇને જાઉ છું. એવો કયો દુષ્ટ ચંડાળ, મારા હજારો બહાદુર યોદ્ધાઓનો કાળ થઈ પછવાડે લાગ્યો ને મુગલોને ઉશ્કેર્યા?!! ધિક્કાર છે એ દુષ્ટને જેણે નિરપરાધી પ્રજાને દુઃખી કરી પરતંત્રતાના મોટા ખાડામાં ધકેલી પાડી! ધિક્કાર છે એ દુષ્ટને જેણે અણજીતપુર જેવી પવિત્ર ભૂમિમાં મ્લેચ્છ લોકોનો અપવિત્ર પગ પેસાડયો. હજારવાર ધિક્કાર છે એ દુષ્ટને જે, મૃદુવાણીથી પોતાના પતિ સમક્ષ સભ્ય-

તાનાં વચન બોલતી એવી રાણી જ્યારે પતિ વિયોગનો ભોગ થઈ પડી પીડાશે ત્યારે તેના શાપ અને નિશ્વાસ ખાશે. હે પ્રભુ! મારી પ્રજા અને કુટુંબનું તું પાલન કરજે. મારી ઉપર આટલું બધું દુઃખ પડ્યું તેથી ખરેખર તારો કોપજ થયો હશે. હે જગાધિપતી! ભક્તવત્સલ ભગવાન! મારા અપરાધ ક્ષમા કરી મને સુમતી બક્ષ, મેં શાં ઘોર કર્મ કર્યાં હશે કે મારે આવી નીચ સ્થીતિ જોવી પડી! હવે શી વલે થશે?! અરે! બે ચાર દિવસ પહેલાં હું આ સઘળી ભૂમિનો રાજા હતો. હવે તેમાંનું તરણું સરખું પણ મારે સ્વાધીન નથી. જ્યાં મારૂં શરીર મારે સ્વાધીન નથી ત્યાં બીજું શું સ્વતંત્ર હોય! અહો સ્વતંત્રતા! તારામાં પણ અદ્‌ભૂત અમૃત રસ રહેલો છે! કુરૂક્ષેત્રના મેદાનમાં હજારો માણસોએ તનેજ શીશ અર્પી દિધાં છે! એવો તારો અદ્‌ભૂત પ્રભાવ છે! હે દેવી! તારો જ્યાં વાસ છે ત્યાં સંસારનાં સર્વ સુખો કષ્ટ વિના મળે છે! તારે માટે ગમે તેટલું કષ્ટ વેઠવાને માણસ તો શું પણ પશુ અને પક્ષિઓ પણ તત્પર થાય છે. કોઈ કુતરાને પાંજરામાં પુરીએ તો બહાર આવવાને વળખાં મારે છે તે પણ તારેજ માટે! વાઘ જ્યારે તને ખુએ છે, (પાંજરામાં પકડાય છે) ત્યારે ગર્ભિણી સ્ત્રીઓના ગર્ભ તૂટી જાય એટલા જોરથી તાડુકા મારી બધી ધરતી ગજાવી મુકે છે એ પણ તનેજ મેળવવાને? તને પ્રાપ્ત કરવાને જગતમાં કેટલાં પ્રપંચ રચાયાં છે?! તું પ્રાપ્ત થઇ કે સર્વ સુખ મળ્યાં. તું પ્રાપ્ત થઇ કે મોડા ઉપર એકદમ કેવી તેજી આવી જાય છે?! આકાશમાંથી જ્યારે સૂર્ય જતો રહે છે, ત્યારે ચંદ્રને સ્વતંત્રતા મળે છે, તે વખતે તેના ઉપર કેટલી

તેઓ આવે છે?! હે દેવી! હું તારૂં સ્તવન કરૂંછું મને વહેલી સહાય થજે! હાલ હું પરતંત્રછું. પ્રભુ! મને સહાયભૂત થઇ મારી વિનંતી સ્વીકાર."

### ચોપાઇ.

ભલે હોય કો મોટા ભૂપ,
સ્ત્રી જેટલું હોયે રૂપ;
તેની પણ છે રાખ થનાર,
સર્વ જુઠો છે આ સંસાર. ૧

સુખ દુખ સઉ છે સ્વપ્ન સમાન,
રાખવું નહિ મિથ્યા અભિમાન;
એક ખરો ઇશ્વર આધાર,
સર્વ જુઠો છે આ સંસાર. ૨

રાજમ્હેલ, ચાકર છે પાસ,
વેઠે, તે મુકી, વનવાસ;
વૈભવ જતાં ન લાગે વાર.
સર્વ જુઠો છે આ સંસાર. ૩

મહારાજા કિશોરસિંહને દિલ્હી આણ્યા પછી ત્યાંના બાદશાહ તરફથી એક બંગલામાં રાખવાનો હુકમ થયો. આ બંગલાની આસપાસ કાળા પથ્થરનો કોટ હતો. અને બે દરવાજા હતા. એ દરવાજામાં મુગલ સિપાઇઓનો પેહેરો મુકેલો હતો. અને બધો બંદોબસ્ત રાખવાને એક જમાદાર નીમી તેને પાસે રહેવાનું ઘર આપ્યું હતું. બંગલો એટલો બધો ભપકાદાર સામાનથી શણગારેલો નહતો.

મહારાજા અહીં આવ્યા તે વખતે બાદશાહ તરફથી એક હુકમ લ-
ખી તેમને જણાવ્યું કે "તમે તમારા રાજ્યમાં ઘણોજ ગેરબંદોબસ્ત
ચલાવો છો, એવું અમોએ જાણ્યું તેથી તમારૂં રાજ્ય અમે લઈ
લેઈને અમારો ઢંઢેરો પીટાવ્યો છે. અણુજીતપુરમાં હવે જ્યાં સુધી
તમે તમારી ચાલ સુધારશો નહિં ત્યાં સુધી અમારી આણ વરતા-
શે. તમને અહીં જે બંગલો રહેવા આપ્યો છે તેમાં તમારે માટે
બે ત્રણ હિંદુ નોકરોને પણ મોકલ્યા છે, કારણ કે અમે કોઇને
ધર્મ ભ્રષ્ટ કરવા ઇચ્છતા નથી. તેમ છતાં અહિં પણ કદાચિત્ તમે જો
કોઈ જાતનાં છળ પ્રપંચ રચવાને હિંમત ધરશો. તો તમે કોઇ
મોટી શિક્ષાને પાત્ર થતાં બચશો એમ અમે કહી શકતા નથી. અ-
મારૂં શૌર્ય બળ તો હવે તમારાથી અજાણ્યું નથી."

આ વાંચી રાજાને બહુ ખોટું લાગ્યું. "અરે! પરતંત્રતાના
પાંજરામાં હવે ક્યાં સુધી આ પીડા ભોગવવી પડશે?! સંસારનાં
સુખો શું આમ સ્વપ્નવત્ ચાલ્યાં જાય છે?! હે પ્રભુ! તારા શિ-
વાય હવે આ સ્થળેથી મુક્ત કરનાર કોઈ નથી. માણસ જાત જે
ગુન્હા કરે છે તે જો તું લક્ષમાં લેતો હોય તો પછી અમારા દુઃખ-
ની ક્યાં સીમા રહે?! હે સર્વવ્યાપક પ્રભુ તું કરે તે ખરૂં."

# प्रकरण ११ मुं.

## દોહરો.

મોટાં મંદિર માળીઆં, ફાલ્યા ફુલ્યા બાગ,

ભોગવનાર જતા રહે, તે સ્થળ ઉડે કાગ. ૧

ગરીબના હાથમાં એકદમ પૈસો આવે છે તો તેનો ઉપયોગ સારો થતો નથી. મુર્ખને એકાદિ સારી જગ્યા મળે છે ત્યારે તે તેનો ગેર ઉપયોગ કરે છે. મુગલ સિપાઇઓએ બાદશાહના હુકમ મુજબ નોકરી ઉઠાવેલી, ઉત્તમ જાતનુ સુખ સ્વપ્નમાં પણ જોયેલું નહિં, તેવાઓના હાથમાં આ સમૃદ્ધિથી છલકાઈ જતું અણજીતપુર શહેર આવ્યું પછી જુલમ થવામાં શું બાકી રહે? અણજીતપુર શહેરનાં ભવ્ય મકાનો જોઈ મુગલો છક થઈ ગયા. તો પણ લૂટફાટ કરતા શહેરમાં પેઠા. આવીને રાજમહેલને ઘેરી લીધો. પણ અંદરથી કોઈ તેમને અટકાવ કરવા આવ્યું નહિં. ધીમે ધીમે થોડાક જણ આ પવિત્ર મહેલમાં પેઠા, પણ અંદર કોઈ જણાયું નહિં, તેથી અચંબો પામ્યા! રાણી, અને દાસીઓ કયાં જતી રહી હશે, તેનો તેમને મોટો વિચાર પડયો. અણજીતપુરના મહારાજાનાં અનેક જાતના ભપકાદાર સામાનથી શણગારેલાં દિવાનખાનાં જોઈ તેમની આંખો અંજાઈ ગઈ. બધું જોઈ રહ્યા પછી જાફરખાંએ મોટા મોટા સરદારોનાં મુડદાં દટાવ્યાં. શહેરમાં ઢંઢેરો પીટાવી બંદોબસ્ત રાખવાનો હુકમ કર્યો.

મુગલોને રાણીઓ અને દાસીઓ મહેલમાં માલમ ન પડી, એનું કારણ એ હતું કે, ક્ષત્રીઓની હાર થશે એવું જ્યારે રાણીએ જાણ્યું, ત્યારે તે દસ દાસીઓ હતી તેમને સાથે લઇને મહેલમાંથી ભોંયરૂં હતું, તેમાં ઉતરી પડી હતી. આ ભોંયરૂં લગભગ દોઢ ગાઉ સુધી હતું. અને તેનું બીજું બારણું શહેરની પાસેના બાગમાં બંગ-

લો હતો, તેમાં હતું. આ બંગલા આગળના બારણામાં આ બધાં આવ્યાં. તેમણે મુગલ સિપાઇઓને બંગલામાં ગપાટા મારતાં સાંભળ્યાં. બધાં ચમકી ઉઠ્યાં. ભોંયરામાંથી થોડે સુધી પાછાં ફર્યાં ને ત્યાં બેસી રહ્યાં. રાત પડી ત્યારે ખબર કહાડી અને જ્યારે માલમ પડ્યું કે ઉપર કોઈ વાત કરતું જણાતું નથી ત્યારે બધાં બંગલામાં પેઠાં રાણીને ગમે તેટલું દુઃખ હતું તો પણ ધૈર્ય રાખી વખતને અનુસરે તેવી હતી. તે સમજતી હતી જે ઇશ્વરે નિર્માણ કર્યું હશે, તે મારા શોક કરવાથી થયા વિના રહેશે એમ નથી. હવે તે દાસીઓને કહેવા લાગી કે "તમે મારી સાથે ઘણા દિવસ રહી, નીતિમાં રહી નમ્રતાપૂર્વક અને નિમકહલાલ રહી મારી સેવા બજાવી છે; પણ ખરેખરી પ્રીતિ અને નિમકહલાલી બતાવવાનો સમય હવે આવ્યો છે. અરે! ઇશ્વરે મારે માથે દુઃખ આણ્યું, નહિતો."—

એક દાસી બોલી "બાઇસાહેબ, આપને માથે દુઃખ ઓછું છે એમ અમે નથી કહેતાં, પણ તેથી શોક કરી આપની વિદ્વતાને અને આપના અનુપમ ગુણોને ખામી લગાડો છો. આ અંધારામાં ને અંધારામાં આપણ અહિંથી અઢી ગાઉપર એક ગામડું છે ત્યાં મારા એક નારસીંગજી નામના સગાનું—ક્ષત્રીનું ઘર છે ત્યાં આપણ જઇએ, અને પછીથી શું કરવું તેનો વિચાર ત્યાં જઇને કરીશું. કારણ કે આ રાક્ષસી સ્વભાવના ક્રૂર મુગલોમાં હવે રહેવું એ આપણે માટે બહુ ભય ભરેલું છે."

રાણીને આ કહેવું વ્યાજબી લાગ્યું, અને એ ગામડામાં જવાને બધાં તૈયાર થયાં. બધી દાસીઓ પાસે તથા રાણી પાસે પણ

તરવારો હતી. ચાર રાણીની આગળ, અને ચાર પાછળ, અને બે બન્ને બાજુએ, આવી રીતે તેઓ અંધારામાં ને અંધારામાં થોડે ચાલી આવ્યાં. રાણી શોક ન કરે માટે કેટલીક સમજુ દાસીઓ તેનું મન શોકમાંથી ફેરવી નાંખવાને તેને વાતોમાં નાંખતી. રાણી કહે "હું દિલગીર ન થાઉં માટે તમે એવી વાતો કહાડો છો એ ચતુરાઈ હું બધી જાણુંછું. દાસીઓ કહે "બાઇસાહેબ, એ ચતુરાઇ બધી આપના સહવાસથીજ અમારામાં આવી છે."

બે એક ગાઉ ચાલ્યા પછી રાણી કહે "હવે મને થાક લાગ્યો છે, માટે જરા વિશ્રામ કરીએ તો ઠીક."

એક દાસી—"બાઈ સાહેબ, આ વિશ્રામ કરવાનો ઠામ નથી. આ જંગલ છે, વળી રાત અંધારી છે, વિકાળ પશુઓની અહિં બીક હોય. ભય આવે છે તે કંઈ કહીને આવતો નથી. આપને થાક લાગ્યો હોય, તો અમે ત્રણ ચાર જણ થઈ અમારા હાથની પાલખી કરી તેમાં આપને લઈ જઈશું."

એવી રીતે રાણીને સહી સલામત લઈ તેઓ લગભગ મધ રાતે આ ગામડામાં આવી પહોચ્યાં. પોતાનાં સગાંને ઉઠાડી પેલી ભલી દાસીએ આ બધું વૃત્તાંત કહ્યું. તે વખતે તેમણે ઝડપથી રસોઈ કરી તેમને જમાડ્યાં. રાણી મોડામાંથી બોલે તે સાંભળવાને અને તે કહે તે કરવાને ઘરનાં બધાં અડધાં અડધાં થઇ જતાં. જમ્યા પછી, થોડીવાર વાતો કરી, રાણી નિદ્રાવશ થયાં ત્યાં સૂધી દાસીઓએ તેમના પગ ચાંપ્યા, અને પછી બધાં ઉંઘી ગયાં.

રાતનાં થાકેલાં હોવાથી રાણી સવારમાં મોડાં ઉઠયાં. તેમની

આસનાવાસના કરી, તેમની પાસે રહી, ને ખુશી રાખવામાં ઘરનાં સઘળાં માણુસ રોકાયલાં રહેતાં. આ ગામડીઆની અંતઃકરણ પુર્વક કરેલી આગતાસ્વાગતા, તથા તેમની જંગલી રીત ભાતો જોઈ રાણી પોતાના દુખને ભુલી જતાં.

જમ્યા પછી બધી દાસીઓને પાસે બેસારીને રાણીએ કહ્યું કે "આ ગામ છેક અણજીતપુર શહેરની પાસે છે, તેથી અહિં રહેવું ઘણું જોખમ ભરેલું છે, માટે આપણે આ ગામમાંથી ઝટ નીકળી હવે કોઈ દુરના ગામમાં જવું જોઇએ. અથવા કોઈ ગામમાં નહિં તો જંગલમાંજ રહીશું. જંગલમાં દુઃખો પડશે તે મરી જઈશું તો દુઃખમાંથી છુટચાં. મુગલોના હાથમાં સપડાયા કરતાં મોતના પંજામાં પડવું એ ઉત્તમ છે."

દાસી—"બાઈ સાહેબ, આપનું બોલવું વ્યાજબી છે, પણ આપણી સાથે થોડા રક્ષક હોય તો વધારે સારૂં. સાથે કોઈ શુરવીર નર વગર જંગલનાં સંકટો સહન કરવાં બહુ અઘરાં થઈ પડશે. વૃદ્ધ કવિરાજ ઘણું કરીને શહેરમાં આવવાના હતા તે હવે આવ્યા હશે, અને આ આફતના સમાચાર પણ સાંભળ્યા હશે. તેમની પાસે અમારામાંથી એક જણ જઈ તેમને કહે, તો તે કંઈ ઉપાય બતાવે, અગર માણસો અપાવે."

રાણી—"હા, હા, એ ઠીક સંભાર્યું પણ તેમની પાસે જશે કોણ?"

એક દાસી બોલી:—

"આપની આજ્ઞા હશે તો હું જઈશ."

રાણીએ આ દાસીને મુગલ સિપાઇઓથી સાવધ રહીને જ-
વાનું કહ્યું.

એ પ્રમાણે દાસી શહેરમાં જવા નિકળી. જતાં જતાં મુગલ
સિપાઇઓનો જુલમ તેને ત્રાસદાયક લાગ્યો. ગરીબ લોકો રસ્તામાં
મળે તેમને મારી, તેમની પાસે વેઠે ભાર ઉપડાવતા અથવા રસ્તાના
અજાણ્યા હોવાથી તેમને રસ્તો દેખાડવા લઈ જતા. કોઈ માણસ
પાસે પૈસા માલમ પડે તો તેને ઉભે રસ્તે લૂટે. દેવ દર્શન કે નદી
તટપર સ્નાન કરવા જતી પવિત્ર આર્ય અબળાઓની લાજ લૂટે.
આથી કરીને ઊંચકૂળની સ્ત્રીઓ તો જવલ્લેજ બહાર નિકળતી.
દાસી જે વખતે બજારમાં થઇને ચાલી તે વખતે એક લંપટ મુ-
ગલ સિપાઇએ આંખવડે સ્મશામાં સમજાવી તેને બોલાવી. રાણી-
ના સહવાસથી તેના અનુપમ ગુણોનું બી આ દાસીમાં રોપાયેલું તે
પુરૂશોનો ડર રાખી ડગેજ ક્યમ?! દાસી નીચું ઘાલી, ભયનીજ
બેદરકારી હોય તેમ, હિંમત રાખી આગળ જરા પગ દાબીને ચાલ-
વા લાગી. એટલામાં પેલા મુગલ સિપાઇએ જાણે તેનીપર કંઈ શક
આવતો હોય એમ બાનું કહાડી તેને મોટે સાદે બોલાવી. છેવટ
કંઈ જવાબ મળ્યો નહિં ત્યારે તેણે બીજા સિપાઇને કહ્યું કે "પ-
કડ લાવો સાલી રંડીકુ ઈ હાં."

જેવો પેલો પકડવા આવ્યો તેવીજ તે હિંમત રાખી બોલી
"સબુર કર, દુષ્ટ! નિરપરાધીને પકડવાથી ખુદાનો ગુન્હેગાર ઠરીશ.
ચાલ તારા અમલદાર કને," આ બધું પેલે કંઈ ગણકાર્યું નહિ.
છેવટ સ્ત્રી તે સ્ત્રીજ. પેલો હાથ પકડીને જેવો ખેંચવા જાય છે તે-

વોજ શહેરનો નગરશેઠ ત્યાં આવી વચમાં પડયો ને બોલ્યો "મુક ! એ, એને કેમ પકડે છે, એ કોણ છે તે તું જાણે છે?!" સિપાઈ વિલો પડી ગયો, પણ બોલ્યો. "શેઠ, ઉન્ને ગુન્હા કિયા હે ઉસબબસે—

શેઠ—"ચાલ તારા હાકેમ પાસે હું આવુંછું."

શેઠ આ દાસીને દુખમાંથી બચાવવાને હાકેમ પાસે જઈ કહેવા લાગ્યો "આ સ્ત્રી નિરપરાધી છે, એ અસલનાં અમારાં રાણીની દાસી હતી, એને તમારા સિપાઇઓએ નાહક પકડી છે માટે છોડી દેવી જોઇએ." આ મોટી દાઢીવાળો હાકેમ બહુ કપટી હતો. શેઠના કહેવાથી તેના મનમાં આનંદ વ્યાપો હોય એમ જણાયું. શેઠને તેણે કહ્યું કે "એનો ગમે તેવો વાંક હશે તોપણ છોડી દઈશું, તમે નચિંત રહો" શેઠના ગયા પછી તરતજ આ દુષ્ટ—રાક્ષસી સ્વભાવના હાકેમે દાસીને પાછી બોલાવરાવી પોતાની સમક્ષ ઉભી રાખીને બોલ્યોઃ—

હાકેમ—"તમારી રાણી ક્યાં છે?!"

ક્રોધ ને દિલગીરિએ ઉપરા ઉપરી તેના મગજપર અમલ ચલાવવા માંડયો. પણ શું કરે? આ હાકેમને કેમ જવાબ આપવો તે વાતથી અજ્ઞાન હોવાને લીધે અને તેની દરકાર ન કરતાં, તેણીએ જવાબ આપ્યોઃ—

"તું જાણે!!"

હાકેમ—"સીધો જવાબ નહિં આપે તો આ સમશેરથી તારૂં મસ્તકછેદન કરાવીશ!"

દાસી—"જેને મરણના ભયની દરકાર નથી, તેને દુનિયાના

કોઈ પ્રાણીની બીક નથી."

હાકેમ—"સીધે સીધું બોલ, તારી રાણી ક્યાં છે?!"

દાસી—"દુષ્ટ! મ્લેચ્છ!! તારી સાથે વધારે વાત કરવી એ મને ઉચિત નથી"

હાકેમ—"તું ગભરાય છે શું કરવા? તને ઈજા નહિં આવવા દઉં. રાણીને પકડી લાવે તેને બાદશાહ તરફથી લાખ રૂપિઆનું ઇનામ મળશે. એમાંથી અડધા હું તને અપાવિશ. વળી રાણીને પકડી લાવીશ તો બાદશાહની માનીતિ થઈ પડીશ તે જુદું.

દાસી—"નીચ! પાપી!! દુષ્ટ! તારી લાંચ તારી પાસે રાખ. તારા ક્રોધને સંતાડી લાલચ દઈ લલચાવે તેથી લલચાય એવી ક્ષત્રી જાત નહિં; એતો તારી લાંચની દરકાર કરી નીચકર્મ કરનાર માણસ તારા જેવા નીચ હશે તે જુદા.',

હા—"તને નમ્રતાથી કહુંછું એટલે વળી તારો ગુસ્સો ચડે છે, કેમ? નહિં કહે તો તારો જાન લીધા વગર અહિંથી છોડનાર નથી!! કમજાત!!"

દાસી—"તારા જેવા દુષ્ટ પુરૂષોની દરકાર હું કદી કરનાર નથી! તને એકવાર કહ્યું કે હું મરણની દરકાર રાખતી નથી."

હાકેમ "હું કોણ છું તે તને ખબર છે?!"

દાસી "તું ગમે તે હો, તેમાં મારે શુ?!"

હાકેમ "લાવ, જમાલખાં, પેલી સમસેર લાવ, એનું ક્ષત્રી જાતનું અભિમાન ને પ્રમાણીકપણું હું અહીંને અહીં કહાડી નાંખું!!!

દાસી—"મુક!! ચંડાળ! મારો હાથ છોડ!! તારા કુળનું

નિકન્દન જશે. ક્ષત્રી જેવી પ્રમાણીક જાતપર જુલમ કરનારનો વંશ રહ્યો નથી, ને રહેશે નહિં. ક્ષત્રી જેવી પ્રમાણીક જાતને છંછેડી કોઈ સુખે સુતો નથી ને સુશે નહિં. ક્ષત્રી જેવા પવિત્ર વર્ગની સ્ત્રીનો વધ કરી તું સુખી થનાર નથી; મુર્ખ! હું મરણના ભયની દરકાર કરતી નથી. મને એકલીને મારીને તું તો સંતોષ પામીશ, પણ જે વખતે ક્ષત્રીકુળદીપક મહા સમર્થ રામસિંહને કાને આ વાત જશે, તે વખતે મુગલ જાતનો પગ આ પવિત્ર ભૂમિ ઉપરથી શોધી શોધીને કાપી નાંખશે; પ્રભુ! એને કાને વાત જાઓ! ને એના ઝનુનને જગાડો! મારથી કે મારી નાંખવાના ડરથી હું કદી ડરનાર નથી. પણ અમારાં પવિત્ર, માતા સમાન મહારાણી વિષે કંઈ તને કહેનાર નથી—નથી—ને નથીજ, જા તારાથી થાય તે કર!"

હાકેમની તરવાર હાથમાંથી પડી જાઉં પડી જાઉં એમ કરવા લાગી. તે ઘણો અચંબો પામ્યો. તેને લાગ્યું કે આહા! ક્ષત્રીની સ્ત્રીની પણ આ શી હિંમત! એને મારીને હું શું કરૂં? હવે તો કંઈ યુક્તિ કરવી. આવું ધારી દાસીને રજા આપી. તે ગઈ એટલે થોડીવારે ચાર સિપાઇઓને તેની પછવાડે મોકલ્યા, અને તે જ્યાં જાય ત્યાં જઈ રાણીનો પત્તો લગાડવાનું કહ્યું.

દાસી અહીંથી પાછી કવિરાજને ઘેર ચાલી પણ રસ્તામાં એક જણ મળ્યો તેણે કહ્યું કે કવિરાજ અહીં નથી તેથી નિરાશ થઈ પાછું ફરવું પડ્યું. પેટમાં ભડક ભડક થતું. અણજીતપુર શહેરની બહાર નિકળી ત્યારે તેને જરા ધીરજ આવી. પણ તેને આ બધું પાછું સાંભર્યું એટલે છાતી ભરાઈ આવીને રડી પડી. એક ઝાડ નીચે બેસી

ખૂબ રોઇ અને પછી સાંજ પડવાની બીકે જલદી જલદી પેલા ગામડામાં આવી પહોચી.

રાણી તથા દાસીઓ એની વાટ જોઇનેજ બેઠી હતી. ઘરમાં પેઠી કે રાણીએ "કેમ, શું થયું?" એમ પુછ્યું. કશો જવાબ નહિ આપતાં તે પાછી રડી પડી. રાણીને તરત ફાળ પડી કે રાજાના કંઈ માઠા સમાચાર સાંભળ્યા હશે. રાણી કહે, શું છે? ઉતાવળથી જે હોય તે કહી દેને? આટલા દુઃખમાં એટલું વળી વધારે. જ્યાં દૈવ કેડે થયો ત્યાં ઓષડ શું?!"

દાસી "બાઇસાહેબ પરમેશ્વરે આપણી લાજ રાખી છે. શહેરમાં મુગલ સિપાઇઓએ મને પકડી ધમકી આપી કે રાણીને બતાવ" એમ કહીને દાસીએ બનેલી હકીકત યથાસ્તિત કહી.

રાણી "અરે! એ તને ચેતવણી આપવાનું તો હું ભાનજ ભુલી ગઇ. ઇશ્વર જે—

દાસી—બાઇસાહેબ! બાઇસાહેબ!! ઉઠો!! પેલો ચંડાળ મુગલ સિપાઈ દોડતો દોડતો ઓ આવે!! હાય! હાય!! હવે!! પેલા ઓરડામાં જતાં રહો, હું બારણાં બંધ કરૂં છું. નારસિંગજીભાઈ! નારસિંગજીભાઈ!! બહાર આવો!"

પછવાડે પડેલા મુગલ સિપાઇઓ એકદમ આવી બિચારા નારસિંહજીને એકલો જોઈ ધમકી આપવા લાગ્યા. "અબે! રાનીકું બતા, હમેરા બાદશાહ મંગતાહે."

આ જોઇને બે ત્રણ સગાવહાલા ક્ષત્રીઓ પડોશમાં રહેતા હતા તે દોડી આવ્યા ને કહેવા લાગ્યા કે.

"જમાદાર, તમારા બાદશાહને કહીને આવ્યા છો કે અમે જીવ આપવા જૈએ છીએ? કે એમને એમ આવ્યા છો?"

મીયાં "અબી દેતા હે કે નહિં?"

એક ક્ષત્રિ "કયા, તરવારકા ઝટકા?!"

એક મુગલે એકદમ વિચાર કર્યા સિવાય બંધ કરેલાં બારણાંમાં લાત મારી નારસિંહજીએ તેને પકડી નીચે નાંખ્યો. એક ક્ષત્રી દોડતો તરવાર લઈ આવ્યો ને એકદમ પેલા પહેલાને તો પૂરો કર્યો. એનો એ ઝટકો બીજાના પગપર પડવાથી તે પણ નીચે પડ્યો, તેને બીજાએ પુરો કર્યો. ત્રીજો નાસતો હતો તેના વાંસામાં મારી શરીરના બે ભાગ કર્યા, તેથી તે પણ નકામો થયો. ચોથો દોડ્યો, તેની પછવાડે તે પણ દોડ્યો અને થોડે જઈ તેને કાપી નાંખી પાછો વળ્યો.

મુગલ સિપાઇઓનાં આંગણામાં પડેલાં મુડદાં કાહાડી આવીને પછી કમાડ ઉઘાડ્યાં. રાણી તથા દાસીઓ રોતાં હતાં તેમને ધીરજ આપી. રાણી કહે "ભાઈ, નારસીંહજીભાઈ, તમને વાગ્યું તો નથી? મારે માટે તમારે પણ કેટલાં સંકટો વેઠવાં પડે છે? પણ હવે એક પળવાર પણ અહીં ન રહેવું જોઇએ નહીંતો કંઈ બીજી આફત નડશે.

નારસિંગજી—"આપ અમારી માતાછો, આપની અમને બહુ ફિકર છે. અમને તો એવાં દુઃખો સહન કરવાનેજ ઇશ્વિરે જન્મ આપ્યો છે. પણ આપ સુખમાં ઉછરેલાં, સુખમાં રહેલાં ને હવે દુઃખ પડે તે બહુજ લાગે. હશે, ઇશ્વિરની એમ મરજી છે તો તેમાં

આપણું શું ચાલે? પણ મરણ પર્યંત અમે અમારી ફરજ બજાવવા ચુકીશું નહીં. આજ રાત્રે આપણા ગામમાં એક ગાડાવાળો પટેલ છે તેનું ગાડું જોડી, વેશ બદલી આપને સહી સલામત દૂર ગામમાં પહોચાડીશું. અને અમે ત્રણ ચાર જણ આપની સેવામાં હાજર રહીશું. એટલામાં ઇશ્વર કરશે તો દુઃખનો આરો નહિ આવે?"

રાણીને જમાડ્યા પછી રાત પડી ત્યારે ગાડું જોડ્યું. રાણી તથા દાસીઓને સાધારણ સ્ત્રીઓના પોશાક પહેરાવી ગાડીમાં બે સાર્યાં, ને ચાર ક્ષત્રિઓએ ગાડા પાછળ ચાલવા માંડ્યું. રાણીના પેટમાંની બીક હતી, તેતો થોડી જતી રહી હતી. બીજા વિચારો જે આવતા તેને તે દબાવી રાખતી હતી. પ્રસંગે પ્રસંગે આ ક્ષત્રિઓમાંથી અકેકી વાતો કહેતા, તેથી વળી રાણીને રમૂજ મળતી ને પોતાનું દુઃખ વિસારી દેતી.

બધાએ વારા ફરતી વાત કહી પછી બધા ગાડાવાળા પટેલને કહેવા લાગ્યા કે પટેલ તમે એક વાત કહો.

પટેલ કહે—"વાત બાત આપણુને તો નથી આવડતી ભાઇ."

નારસિંગજી—"સારે પટેલ કંઈ ભજન આવડતું હોય તો કહો."

પટેલ—"ભજન બજન તો કંઈ આવડતું નથી. પણ હાં, હાં; કાલે એક જણ મારા ગાડામાં બેઠા હતા, તેમણે કંઈ શીખવાડ્યું છે. જુઓતો ખરા હું બોલું છું, એમાં કશોએ હકારો તો નથી.

**શાર્દુલ વિક્રિડીત વૃત.**

આહા! દેવી સ્વતંત્રતા સુખ ઘણાં, છે તુંજમાં સર્વદા;
તારે કાજ દઈ શિરો રણમાંહિં, ઘૂમે, ડરે ના કદા.

કીધો કેદ સ્વતંત્ર સિંહ બળિઓ, અન્યાય એ છે બહું;
એને દેવિ! સહાય થાય ઝટ તું, એવું નમીને કહું. ૧

રાણી—"ભાઈ, પટેલ, એ કોણ હતો! તમને એ કોણે શિખવાડયું?

પટેલ—"બા, એતો કહેતા હતા કે હું "કવિરાજ" ના નામથી બધે ઓળખાઉં છું."

રાણી—"હા, હા; એ કયાં ગયા પછી?"

પટેલ—"એતો કહેતા હતા કે હું તો રામસિંહ—રામસિંહ, નહિં! પેલા રાજાની જોડે રહેતા એ!—એમને ખોળવા જાઉં છું."

રાણીએ દાસીને કહ્યું કે જો, કવિરાજનો પ ો લાગ્યો.

પ્રભાત થવા આવ્યું. રાણી કહે નારસિંગજીભાઈ હવે કોણ બોલે છે.? હવે પ્રભાત થવા આવ્યું છે, માટે વાત કહ્યા વગર એક પ્રભાતિયું કે એવું બીજું ભજન આવડતું હોય તો કહો."

નારસિંગજી—"આપને ભજનપર બહુ પ્રીતિ છે; મને એક પ્રભાતિયું આવડે છે તે કહું છું.

## પ્રભાતિઉં. *

લાલચમાં લપટાઈ રહ્યો જન, જાણે નહિં હિત તારૂંરે,
ક્ષણિક સુખ માટે બહુ ધાયો, જર માટે તું ઉજાયોરે;
એક ઘડી ઇશ્વર નહિં ગાયો, પરમ સુખનો પાયોરે. લાલચ. ૧
ભુલી ગયો ભગવાન મુરખ તું, પૈસો લાગ્યો પ્યારોરે,

* "જીભલડીરે તને હરીગુણ ગાતાં આવડું આળસ ક્યાંથીરે." એ રાગ.

હરી ભજનરસ પાન વિના તેં, એળે ખોયો જનમારોરે. લાલચ. ૨
માણસમાં જનમ્યો તું તો પણ, પા'ણ સમો પરવડિઓરે,
ઈશ્વર કીર્તનવિણ મુરખા તું, ખોટો ખાઈમાં પડિઓરે. લાલચ. ૩
મુખ માગ્યાં સુખ ભોગવવાની, ભુખ ભાગી ભગવાનેરે,
તોપણ ઈશ્વિર ભજન કર્યાની, વાત સુણી નહિં કાનેરે. લાલચ. ૪
શ્રી જગદીશ જપ્યા નહિં ત્યારે, શું મુખ લઈ સંચરશોરે,
પછી પસતાઈ મરણ પછીથી તો, કરજોડી કરગરશોરે. લાલચ. ૫
બ્રહ્મજ્ઞાન વણ ભાળે ક્યમ તું, કાળ ભમે તક લેવારે,
ઇંદ્રજાળ સમ આ જગ સઘળું, છુટવા કર પ્રભુ સેવારે. લાલચ. ૬
દુઃખ દેખીને ડરવું નહિંને, નહિં સુખ માંહિ ફુલાવુંરે,
ચેતી ચતુર ચીતમાંહિં ચપળ થૈ, ચિતટે હરી નામ ગાવુંરે. લાલચ. ૭

રાણી—"વાહ! વાહ!! નારસિંગજીભાઈ, તમે પણ ભગત દેખાઓ છો હો."

નારસિંગજી આ જગતમાં આવીને શું લઈ જવાનું છે? કોઈ ગરીબપર દયા કરી પરમાર્થ કરીશું કે પરમાત્માનું સ્મરણ કરીશું એટલુંજ સાથે આવવાનું છે.

રાણી—સત્ય છે, ભાઈ; હવે આપણે કેટલે દૂર જવાનું રહ્યું?

નારસિંગજી—હવે આપણે જવાનું છે એ ગામ આ આવ્યું. આ બધાં ખેતર એ ગામનાં છે.

પછી તે ગામમાં નારસિંગજીના સગાનું ઘર હતું ત્યાં બધાએ ઉતારો કર્યો. રાણીને અને દાસીઓને માટે એક જુદું ઘર અપાવ્યું. ત્યાં રાણી ઈશ્વરભક્તિમાં હમેશ રહેવા લાગી. પ્રાતઃકાળે વહેલાં ઉઠી

સ્તાન કરી પછી રામાયણ વાંચતી. તે વખતે દાસીઓ પણ બધી તે આતુરતાથી સાંભળતી. થોડા દિવસમાં આડોશપાડોશનાં માણસો સાથે સ્નેહ બંધાયો. રાણીનું કામ અડધે વચને બધાં કરતાં. રાણીને ખુશી રાખવાને અને તેના મનમાં આવતા વિચારો દૂર કરવાને દાસીઓ રમુજી વાતો કહેતી. એકાદસી અને એવે બીજે દિવસે ઉપવાસ કરતાં ત્યારે રાણી તેમને શાસ્ત્રમાંથી કથા કહી સંભળાવતી. દાસીઓ પણ હમેશાં તેના મનને ઉદ્યોગમાં રાખવામાં ચેતતી રહેતી. ટુંકામાં, પોતાના ભરથારનાં દર્શણના સુખ સિવાય તને આ સ્થળે સઘળી વાતનું સુખ હતું.

## प्रकरण १२ मुं.

રામસિંહ યાત્રાએથી પેલા ગામમાં આવ્યો ત્યારથીજ તેને અણજીતપુરના સમાચાર સાંભળવાની, અને રાજાનો ગુસ્સો ઉતર્યો છે કે નહિ, તે જાણવાને બહુ ઇચ્છા થઈ, પોતાના પિતા ઉપર પત્ર લખી, તેણે એક કાસદને આપ્યો. કાસદને અણજીતપુર જતે રસ્તામાં રામસિંહના કાકા મળ્યા તેમને તેણે પત્ર આપ્યો. કાકાના હાથમાં ભત્રિજાના અક્ષર આવ્યા જોઈ બહુ ખુશી થયા. પત્ર અથથી ઇતિ સુધી બે ત્રણ વખત વાંચ્યો. કાસદને ઠેકાણું પૂછ્યું કે રામસિંહ ક્યાં છે? કાસદે કહ્યું કે મને ઠેકાણું બતાવવાની સાફ મનાઈ છે, તેમના પિતા પૂછે તોપણ ન બતાવવું એવો મને હુકમ આપ્યો તેથી લાચારછું. કાકાએ પત્રનો ઉત્તર લખી આપી કાસદને

રવાને કર્યો. બીજે દિવસે રામસિંહ પ્રભાતમાં ઉઠી દાતણ કરતો હતો તે વખતે કાસદ આવ્યો રામસિંહ કહે "અલ્યા કેમ એટલામાં પાછો આવ્યો?"

કાસદ—"આપના પત્રનો જવાબ લાવ્યો"

રા—"એટલામાં?!! લાવ, જોઉં!"

"ચિરંજીવી રામસિંહ"

"તમારો પત્ર રસ્તામાં મળ્યો છે. હું ખૂશીછું તથા બધાં ખુશીમાં છે. દિલગીરછું કે કાસદને પુછતાં તમારા ઠેકાણાથી હું માહિતગાર થયો નથી. રાજાને પોતાની ભૂલ તરત માલમ પડી હતી. પણ—તમને જણાવવાને બહુ ખેદ થાય છે કે—અણજીતપુર શહેરનું રાજ ખેદાનમેદાન થઈ ગયું છે, રાજ્યમાં અંધકાર ચાલવાથી મુગલોએ શહેરપર હુમલો કર્યો મહારાજાને પકડી દિલ્હી લઈ જઈ કેદ કર્યા છે. ઇશ્વરેચ્છા, આપણો ઉપાય છે?! આ મુગલોનો જ્યારથી આ ભુમિપર પગ પડ્યો છે, ત્યારથી રૈયત ત્રાસ ત્રાસ પામી ગઈ છે. એમના જુલમ વિષે વધારે શું લખું? તમારે હમણાં અહિં આવવું નહિં. તમારા શૌર્યની કીર્તિ સાંભળી મુગલો તમારી પછવાડે—(તમે ચિરંજીવી રહો!)—લાગ્યા છે. સ્વદેશભૂમિ પ્રત્યે પોતાની ફરજ બજાવી ગરીબ બાંધવોને દુખમાંથી છોડવવાને પ્રયત્ન કરવા ભલામણ કરૂં છું.

રામસિંહ પત્ર વાંચી ઘણો ખેદયુક્ત થયો "અરર! પ્રભુ! અણજીતપુર શહેરપર આ શો કોપ!! આ શા ઘડી ઘડીના ફેરફારો! રાજાની શી વલે! પ્રજાની શી વલે!! અરે! મારા પ્રિય મિત્રને

કેદ ! વળી મ્લેચ્છ મુગલોની ઈચ્છાને આધીન થઈ તે વર્તે ? અ-
હો મિત્ર, આપણે જુદા પડયા ત્યાંથીજ આ થયુંને ? પણ તેમાં તું
શું કરે ? તારો વાંક ન • હતો. પેલા હજા—નહિં નહિં, નશીબનો
વાંક હતો. પણ તને હવે મુક્ત શી રીતે કરવો ? તે વિનાતો મને
અન્ન ભાવે નહિં, વળી મારી પવિત્ર જન્મભૂમિ ઉપર યવનનો પ-
ગ !! બિચારી નમ્ર રૈયતપર મ્લેચ્છનો જુલમ ! અણજીતપુરની ર-
સાળને રમ્યભૂમિનો ઉપયોગ મુગલો કરે, ને એ પવિત્ર શહેરનાં
બાળો તેમનાથી ડરતાં ફરે ? અરે ! પ્રિયમિત્ર, તને આમ છોડવી
દીધો જાણજે ! તને છુટો કરી, જેમ તેમ કરી, મુગલોનો એકદમ
નાશ કરી, રાજ્યાસન બેસાડું ત્યારેજ રહુ ? જો કરવા બેસું તો શું
અશક્ય છે ? સંતોષ અને ખંતથી સર્વ કામમાં ફતેહ મેળવાય છે.
અને કદાચ ફતેહ ન મેળવાઇ તો શું ?! કદાચ સ્વદેશ ભૂમિ માટે
પ્રાણ ત્યાગ કરવો પડયો તોય શું ?! જીવતર શું કામનું છે ?!
જીવ્યાનું સાર્થક શું છે ?! હે મારી જન્મદાતા ભૂમી ! તારાપર પાપી
લોકોનો પગ વધારેવાર નહિં ટકવા દઉં ! મરવું પડશે તો શું થયું ?
હું કંઇ અમરતો નથી રહેવાનો ? નહિં, નહીં, બસ ! એક વખત
રણક્ષેત્રમાં વિજયરંગ વર્તાવી, ફતેહનો વાવટો ચડાવું પછી થવાનું
હોય તે થાય ?! તેમ ન કરૂં તો મારી જન્મભૂમિએ મને જન્મ
આપી જે ઉપકાર કર્યો તે ઉપકારને બદલે અપકાર કર્યો કહેવાય !
અરે ! ઓ મારી સ્વદેશ ભૂમિ, બાળપણમાં નાના નાના ગોઠીઆઓ-
ને લઈ રમત ગમત રમેલા, તારા સુંદિર નિર્મળ ઝરાના કંચન
જેવા પાણીમાં અમે ઝીલેલા, તારી ઉપરની ઈશ્વરી લીલાના અનુ-

પમ દેખાવો જોઈ જોઇને અમે મોટા થયા એ બધું ભૂલી જઈ તારા ઉપર મુગલોનું જોર થયું તે વખત તને છોડી દઇએ? બસ ઇશ્વર જે કરે તે ખરૂં પણ."—

રામસિંહ આમ વિચારમાં પડ્યો હતો એટલામાં ચાકરે આવી કહ્યું.

"ભાઇ રામસિંહ ભાઇ, તમે ક્યારના બેઠા બેઠા શું વિચાર કર્યા છો?! પેલું દૂધ ઉનું કરી મુક્યું છે ને? એવું શું એ ચીઠીમાં લખ્યું હતું?"

રામસિંહ—એ ચીઠી મોતની હતી ભાઈ.

ચાકર—ના, ના; ભાઇશાબ મશ્કરી શું કરો છો?

રામસિંહ—તું મને હમણાં બોલાવીશ નહિં."

તે જમવા બેઠો પણ ભાવ્યું નહિં, જમ્યા પછી તરત ગામમાં ગયો, અને આઠ દશ ક્ષત્રીઓને તેની સાથે દિલ્હી આવવાનું તેણે કહ્યું. તેમણે તે કબુલ કર્યું. પછી તેજ સાંઝે દશ બહાદુર ક્ષત્રિ ઘોડેસ્વારો અને અગીયારમો રામસિંહ એટલા શસ્ત્ર સાથે તૈયાર થયા, અને દિલ્હી જવા નિકળ્યા. રસ્તામાં રામસિંહે તેમને બધી વાત કહી, અને સ્વદેશ પ્રીતિ વિષે તેમને સારો ઉપદેશ કર્યો અને કહ્યું કે "ભાઇઓ, આપણ ગમે તેટલા ઉતાવળા ચાલીશું તોપણ પાંચ છ દિવસ ચાલતાં થશે. ત્યાં જઈ શું કરવું તે તો હું તપાસ કરીને તમને કહીશ. તમે આવવાની હામ ભીડી છે તેથી હું તમારો આભારી થયો છું, અને આપણો આખો દેશ તમારો આભારી થશે."

ક્ષત્રિઓ—"ભાઈ, તમે એ શું બોલો છો? અમે દુર દાણા

ખરીદવા માટે ગયા હતા નહિંતો યુદ્ધમાં નહિં આવત ? પોતાના સ્વદેશને માટે સુખ દુઃખ વેઠવું છે, તેમાં કયાં પારકાને માટે છે ? આતો શું, પણ અમારો જીવ જાય, અમારૂં ઘરબારને સર્વસ્વ જાય તો પણ શું ? આપણું એકલાને દુખ પડે તેથી આપણા સહસ્ત્ર દેશી બંધુઓને સુખ ન થાય ?"

રામસિંહ—"ભાઇઓ, એતો સમજે તેને તો; પાસે લાખો રૂપિઆની પુંજી હોય છે, પણ જાણે સ્વર્ગમાં કે નર્કમાં જ્યાં જાય ત્યાં સાથે લઈ જવી હોય તેમ સંચી રાખે છે. સ્વદેશની ઉન્નતી ઇચ્છી, સારા સારા હુન્નરો ઉઠાવી, સમૃદ્ધિથી ભરપુર ભૂમિઓ જોઈ, અને ગરીબ—દ્રરિદ્રી લોકોને બચાવી કીર્તિ મેળવવાનું ભાનજ નથી; છોકરાનાં લગ્ન થવાનાં છે તો નર્કનો રસ્તો બતાવનારી, નૃત્ય કરનારી વગર તો શોભે નહિ, ને વળી હજારો રૂપિઆ ખરચ થાય, પણ વરો કર્યા વગર તો વહેવાર ન રહે. પણ જો કોઈ નિરાશ્રીત ફંડમાં પોતાના નામ પ્રમાણે પાંચ રૂપિઆ ભરવાના આવે તો કહેશે કે એવાં તો ઘણાંએ આવે છે, કહો, ભાઇઓ પછી શી રીતે દેશનું સારૂં થાય ? દેશની સ્થીતિ સુધારવામાં પૈસાની અવસ્ય જરૂર છે."

એક ક્ષત્રિ "રામસિંહભાઈ, મોટા લોકોમાં અને ધનાઢ્ય પુરૂષોમાં સ્વદેશાભિમાન હોવું જોઇએ. તે વિના દેશનું શ્રેય ન થાય."

રામસિંહ—"પણ તે સ્વદેશાભિમાન લાવે ક્યાંથી ? પેટભરા લોભિયા વસતા હોય ત્યાં સ્વદેશાભિમાન ઉભું રહે ? ભવિષ્યમાં આવનાર આફતો હમેશાં આપસ્વાર્થના પડદા તળે હોવાથી અદ્રસ્ય રહે છે. લાંચીયા હરામખોરો આગળ સ્વદેશોન્નતિની શી આશા ?

એલા મૂર્ખ—અ—અક્કલ વગરના—હમણાં તમને શું કહું, ભાઈ, હું નહિં કહું, મારૂં લોહી ઉકળે છે! એ વાત જવા દો."

એક ક્ષત્રિ "અહીં ઉતારો કરીશું કે ?."

આવી રીતે વાતો કરતા કરતા તે ચાલતા, અને રાત પડે ત્યાં ઉતારો કરતા. રામસિંહ ઘણી વખત પોતાનું દુઃખ સ્મૃતિમાં લાવી દિલગીર થતો ત્યારે આ ક્ષત્રિમાંથી એક કંઇ-રમુજી વાત કહી, તેને આનંદમાં રાખતો.

૭ સાત દિવસે તેઓ દિલ્હીમાં આવી પહોંચ્યા. પાસે મહાદેવનું દેવળ હતું, તેથી બધાએ સ્નાન કરી મહાદેવની પૂજા કરી, દરવાજાની બહાર એક બૈયાનું ઘર ભાડે રાખી ત્યાં રહ્યા. બજારમાંથી સીધું સામાન લાવી રસોઇ કરીને બધા જમ્યા. સાયંકાળ થયો તે વખતે બધાને અહીં બેસાડી રામસિંહ નગર ચરચા જોવા ગયો. સાધારણ માણસનો તેણે પોશાક પહેર્યો હતો, અને વળી રાત્રીનો સમય હતો, તેથી તે આ શહેરના કોઇ આર્ય કે મુગલનું ધ્યાન ખેંચતો નહતો. દરવાજામાં પેસતાં એ દરવાજાનું નામ પુછી ને આગળ ચાલ્યો. ત્યાંના બજાર જોયાં, તેમાં રોશની થઇ હતી તે જોઇ. કેટલાક મુગલ છાકટાઓ રસ્તાપર રખડતા જોયા. જ્યાંથી બાદશાહનો મહેલ પુછતો પુછતો તે આગળ ચાલ્યો થોડે આવ્યો ત્યારે બાદશાહના મહેલની રોશની તેણે જોઇ. આગળ ગયો તો મુગલ અમલદારોની ઠઠ મહેલ આગળ મળેલી જોઇ તોપણ મહેલનો ભપકો તે ધારતો હતો તેવો નહતો, થોડીવાર ઉભો રહી કોઇ ને પુછી જોતાં માલમ પડયું કે આજે નૃત્ય થવાનું છે, કારણકે

બાદશાહનો જન્મ દિવસ છે, અને તેથી આટલો ભપકો છે. રામસિંહ અહીં થોડીવાર ઉભો રહી પાછો બજારમાં ચાલ્યો. રાજા ક્યાં આગળ કેદ છે, એ કોઇને પુછતાં તેને પકડાયાનો ડર લાગતો હતો. તેથી થોડીવાર તો એમને એમ ચાલ્યો, પછી એક પાનવાળાની દુકાને જઇ પાનની બીડી કરાવી ને જે થાય તે ખરૂં એમ ધારી પાનવાળાને પુછ્યું કે "ભાઈ, અહીં એક રાજા કેદ છે એ ખરી વાત?" પેલાએ કહ્યું "હા"

રામસિંહ—"એ ક્યાં હશે?"

"અહમદ પીરના રોજા આગળ"

આટલી ખબર મળી કે તરત તે એ રોજો પૂછતો પૂછતો આગળ ચાલ્યો. ઘણે દૂર ગયો ત્યારે એ રોજો તેણે જોયો. તેની પાસે મોટું ભયંકર મકાન હતું, પૂછી જોતાં માલમ પડ્યું કે રાજા અહીં કેદમાં છે, અને કેટલેક દિવસે જ્યારે બાદશાહ તરફથી રજા આવે છે ત્યારે ફરવા નિકળવા દે છે. આ મકાન તેણે બારીકાઇથી તપાસ્યું. તેને વળી માલમ પડ્યું કે આ કેદખાના ઉપર તપાસ રાખવાને એક મુગલ અમલદાર છે, એ પણ જોડેજ રહે છે. એનો સ્વભાવ કેવો છે, તે પુછતાં માલમ પડ્યું કે તેને ભપકો બહુ ગમે છે, ને છબીઓ વગેરેનો શોખ બહુ છે. આ મોટા મકાનની પાછળ બે ત્રણ વખત ફરી તેણે અવલોકન કર્યું. "અરે! મારો મિત્ર અહિં—આ મકાનમાં હશે! એને શી ખબર કે હું અહિં આવ્યો-છું?! એને શું દુઃખ હશે? અહો! પ્રભુ! હવે શોક કરીને શું કરૂં? ઇશ્વરની મરજી હશે તો એક બે દિવસમાં મળીશું"

રામસિંહ આ મોટા શહેરમાં રખડી રખડીને હવે બહુ થાકી ગયો હતો. દરવાજે પૂછતો પૂછતો પાછો તે ગયો; બધા તેની વાટ જોઈ રહ્યા હતા. તેણે માંડીને બધી વાત કરી; અને પછી રાત મોડી જવાથી બધા સુઇ ગયા.

બીજા બધા ઉંઘી ગયા, પણ રામ સિંહને તો ચિંતાએ આવીને પાધરો હાથ ઝાલ્યો; ને રામસિંહના મગજની ધણીઆણી થઈ બેઠી. માણસ જાતના મગજમાં ચિંતાનું રાજ થાય છે ત્યારે શોક ઉત્પન્ન કરી તેને કોઈ કામમાં પ્રવૃત્ત થવા દેતી નથી. ચિંતા માણસને વારેઘડીએ શૂળો ઘોચે છે. ચિંતાના ઉંડા કુવામાં પડેલો બિચારો બહુ ગોથાં ખાય છે. વખતને અનુસરીને વર્તનારા,—દીર્ઘદૃષ્ટિવાળા ચતુર પુરૂષો તો એને પાસે આવવા દેતાજ નથી. ગમે તેટલું દુ:ખ હોય, પણ તેના આવવાથી દુ:ખમાં વધારો થાય છે, તો તેને શા માટે પાસે આવવા દેવી?

રામસિંહને હવે ચિંતા થઈ કે પોતાના મિત્રને શી રીતે છોડવવો. થોડીવાર તો તેણે ગોથાં ખાધાં. આમથી તેમ આળોટયાં કર્યું, છેવટ ઈશ્વરની મદદ માગી એક યુક્તિ શોધી કહાડી, ત્યારે એનાથી આરામ લેવાયો.

સવારમાં ઉઠી બધા દાતણ પાણી કરી તથા સ્નાન કરી શાંત થઈ બેઠા, ત્યારે રામસિંહે કહ્યું કે "ભાઇઓ! મેં રાત્રે એક યુક્તિ શોધી કહાડી છે, તેમાં જો ઈશ્વર મદદ કરશે તો આપણ ફત્તેહ પામીશું, પણ તમારામાંથી એક જણને મારે એક ઘણી નીચ વાત કહેવાની છે, કારણ કે આ વખત એવો છે કે તે વાત વગર

બની શકે તેમ નથી."

એક ક્ષત્રી—"અમે આપ જેમ કહેશો તેમ કરવાને તૈયાર છીએ. આપને મનમાં સંકોચ પામવાનું કંઈ કારણ નથી. એ નીચ વાત શી છે તે કહેશો ?!"

રામસિંહ—"આપણામાંથી એક જણને સ્ત્રીનો પોશાક પહેરવો પડશે."

એક ક્ષત્રી—"એ કે બીજું ?! આપની મરજી હશે તો હું પહેરીશ."

બીજો—"આપની ઇચ્છા હોય તો હું પહેરૂં."

રામસિંહ—"ના, ના; ભાઈ તમારાથી તે ન બને. ફતેહસિંગભાઇનો મોંનો દેખાવ આપણા બધાના કરતાં ખીલતો છે, તે જો તેમ કરવાની હા કહે, તો પછી તો શું કરવું એ હું એમને બતાવું."

ફતેહસિંગ—"આવા શુભ કામમાં જે ફરમાવશો તે સત્વર કરવા દાસ હાજર છે.

રામસિંહે તેને શાબાસી આપી, પછી બજારમાં જઈ, સ્ત્રીના પોશાકનાં ભપકાદાર કપડાં ખરીદી લાવ્યો, અને ફત્તેહસિંગને પહેરાવ્યાં. વાળ બરોબર ચોટલાના આકારમાં કર્યા. ભપકાદાર સ્ત્રીનો પોશાક પહેરાવ્યો. સ્ત્રીને છાજતા કેટલાક અવયવો કરવા પડે તેવા હતા, તેને બદલે કત્રિમ અવયવો કરવામાં રૂની સહાયતા લીધી. ચાંલ્લો કરી કપાળ દીપાવ્યું. સોનાનાં કંકણ હાથે પહેરાવ્યાં. પગને પણ અપાય તેટલી શોભા આપી. કાનમાં સોનાની કડીયો હતી તેને બદલે કિમતી લાલો લટકાવી. ટુંકામાં, બાહ્યાકૃતિમાં શરીરનો કોઈ

પણ ભાગ શણગારવામાં ન્યુનતા ન રાખી કે જેથી તે પુરૂષ જણાઈ આવે.

રામસિંહ પછી શહેરમાં જઈ એક હોંશીઆર છબી પાડનાર જોઈ, તેને લઈ આવ્યો. ને ફતેસિંગજીની છબી પડાવી, ને રંગાવી. રૂપ, અને પોશાક બે ભેગાં થયાં એટલે કોઈ અદ્દભુત સુંદરીની છબીમાં અને આમાં કંઈ તફાવત માલમ પડે તેવું ન હતું. તેની અંદર પુરેલા ભપકાદાર રંગ સામે જોનારની આંખને આકર્ષણ કરી પોતાની ગમ ખેંચે તેવા હતા. છબી જોઈ રામસિંહ ખુશી થયો, અને પોતાની ઇચ્છા સફળ થશે એમ તેને લાગવાથી ઇશ્વરનો પાડ માન્યો. ને છબી પાડનારને પૈસા આપી વિદાય કર્યો.

બીજે દિવસે સવારમાં ઉઠી, સ્નાન કર્યા પછી ઇશ્વરભક્તિ કરી, અને પછી પેલી છબી ગુપ્ત રાખી દિલ્લી શહેરમાં રામસિંહ નીકળ્યો. કેદખાના આગળ આવ્યો. પેલા અમલદારને બહાર દાતણ કરવા બેઠેલો જોઈ રામસિંહ છબી ઉઘાડી કરી તેણીગમ વળ્યો. છબી તેણે જોઈ કે તરત સિપાઇને, રામસિંહને બોલાવા મોકલ્યો. રામસિંહ આવ્યો તેને પુછ્યું કે.

"આ છબી કોની છે?"

રામસિંહ—"હમારી શેઠાણીની છે, તે હિંદુસ્તાનમાં ફરવા નીકળેલાં છે, અને બાદશાહને પોતાનો નાચ બતાવી એક વખત તેની તારીફ મેળવવાનાં છે."

"છબી લાવો તો, જોઉં!"—"અહાહા! કયા ઉસકી સુરત હય, બાદશાહકા ઝનાનામેં એસી એક બી નહિ હોયગી." એમ

પાસેથી બોલી પાછો રામસિંહને કહેવા લાગ્યો.

"ત્યારે—એ—એ—ક્યાં છે?"

રામસિંહ—"જી; એ અહીં છે."

અમલદાર—"તમારા સ્વભાવ ઉપરથી તમે કોઈ સારા માણસ લાગો છો. તમે એમને અહિં બોલાવી શકશો?"

રામસિંહ—"આપની મરજી હશે તો હું એમને કહીશ, પણ આવે કે ન આવે તે હું કહી શકતો નથી."

"લો, આ પચીસ રૂપિઆ એ તો હું તમને પાન સોપારી આપું છું. ગમે તેમ કરીને મને મેળવો."

રામસિંહ—"ના, સાહેબ, ના, એ રૂપિઆ હું નહિં લઉ. પણ જાઓ ઘણું કરીને હું એમને તમારા વિષે વાત કહીશ ને અહિં પણ લાવીશ."

"જો, જો; હો. તમારે ભરોસે રહું છું, તમે પાછા ક્યારે આવશો?"

રામસિંહ—સાહેબ, હા કે ના હું તમને ત્રણ ચાર કલાકમાં કહીશ.

"વળી ના કેવી? આ રૂપિઆ રાખ્યા હોત તો ઠીક તમને ચિવટ રહેત."

રામસિંહ—એક વખત મેં આપને કહ્યું તે નહિં? મારો બોલેલો બોલ કંઈ નિરર્થક જશે? અમે ક્ષત્રિ બચ્ચા—ક્ષત્રિ—ક્ષત્રિવાણીઆનો બોલ ફરે? અમે વાણિયા થઈ વિશ્વાસઘાત ન કરિએ. બે ત્રણ કલાકમાં પાછો તમારી પાસે આવીશ."

રામસિંહને તો આટલુંજ જોઇતું હતું. મનમાં મગ્ન થતો થતો તે પોતાના ક્ષત્રી બંધુઓ હતા ત્યાં ગયો, અને બધી વાત કહી.

બે ત્રણ કલાક પછી પાછો તે અમલદારને કહિ આવ્યો કે હમારી શેઠાણી રાત્રે તમારે ત્યાં પધારશે.

રાત પડી તે વખતે રામસિંહ તેને લઈ આ ઠેકાણે આવ્યો. તેને આગળથી શું કરવું, તથા કેમ બોલવું તે પણ શીખવાડી મુકેલું હતું. પેલો અમલદાર આ પ્રપંચી આનંદ મૂર્તિને જોઈ મોહમાં પડી ગયો. સૌંદર્ય એવી ચીજ છે કે નીતિવાન માણસોને પણ, સરળ રસ્તે જતા જરા અટકાવીને, લુબ્ધ કરી નાંખવાને પ્રયત્ન કરે છે, તો આ વિષયાસક્ત જનને વિવ્હળ બનાવી દેતાં તેને શી વાર?! આ દુનિયામાં, સૌંદર્યથી ઉપજતો મોહ, નહિ ચેતીને ચાલનારા એવા અજ્ઞાની જનોને માટે ઇશ્વરે રસ્તામાં લૂટારો મુકયો છે, તે તેમનું સર્વસ્વ હરણ કરે છે, તે છતાં તે બીજી વખત બેધડક ચાલતાં આંચકો ખાતા નથી. નીતિમાં રહેનાર સુજ્ઞ પુરૂષો, જે લોભાયા વગર એ લૂટારાને હરાવે છે, તે આ લોકમાં ને સ્વર્ગ લોકમાં પૂજાય છે. અંતઃકરણની ચોખ્ખાઇને લીધે મરણ સમયે તેમને ગુહ્ય આનંદ થાય છે. સર્વ જાતના આનંદમાં આ આનંદ સર્વોપરી છે.

મોહ પાશમાં ફસાયલા અમલદારે બન્નેને માનસહિત બોલાવ્યાં અને સારી બેઠક કરી રાખી હતી ત્યાં બેસાડ્યાં. રામસિંહ પોતે નીચે બેઠો અને પેલી ઉપર બેઠી. રામસિંહે પોતે શીખવાડેલું અકેક પછી બોલવાનું શરૂ કરવાની નીશાની કરી. તે પ્રમાણે તે બોલી:—

“મેં ઘણા અમલદારો અને રાજાઓને મારા ગાયનથી

ખૂશ કર્યા છે. તેમની તરફથી મને ઈનામો પણ બહુ મળ્યાં છે. હવે, અહિંના બાદશાહને ગાયનનો શોખ છે, એ જાણીને હું અહિં આવીછું"

અમલદાર—"અહિં આવ્યાને તેમને કેટલા દિવસ થયા? શહેર બધું ફરીને જોયું?"

તે કહે—"મને આવ્યાને બે ત્રણ દિવસ થયા છે. એક વખત શહેર પણ બધું ફરીને જોવું છે. હિંદુસ્તાનમાં દિલ્હી શહેરનાં જુનાં મકાનો બહુ વખણાય છે, તે બધાં મારે જોવાનાં છે":—

અમલદાર—"ઠીક; તમને જોઇને હું બહુ ખૂશી થયોછું, હું જાણતો હતો કે કદાચ નહિં આવે. વારૂ પછી શું કહેતાં હતાં?"

સ્ત્રી—"જુઓ, બધાં મકાનમાં પહેલું તો, આ તમારૂં કાળા પથ્થરનું જુનું મકાન છે તે જોવું છે. તે જોવા દો. કેમ! અમને રજા છેને?"

અમલદાર—"એમ શું બોલો છો? એમાં તમારે રજા કેવી? એક સિપાઇને મોકલુંછું તે તમને બધું બતાવશે."

એક મુગલ સિપાઈ, રામસિંહ અને આ સ્ત્રી (ફતેસિંગ) એ ત્રણ જણ આ તુરંગમાં પેઠાં. સિપાઈના હાથમાં મોટું ફાનસ હતું. રામસિંહ સાધારણ માણસને વેષે હતો. સ્ત્રીને અંગે ઘરેણાંનો પાર ન હતો તેથી ચાલતાં ખમ્ ખમ્ એવો અવાજ થતો તે બધે સંભળાતો હતો. અંદર પેઠાં કે રામસિંહે પેલા સિપાઇને વાતોમાં ચડાવ્યો, અને તે બંન્ને ત્યાં ઉભા રહ્યા, અને પેલી રાજા હતો ત્યાં ચાલી ગઈ!

અણજીતપુરનો મહારાજા આ નાના સરખા બંગલામાં એક સાધારણ કોચપર બેઠો હતો. પાસે દીવો બળતો હતો, એવામાં આ એકાન્તવાસમાં ફ્રાનસ દેખ્યું, અને ખમ્ ખમ્ અવાજ સાંભળ્યો! એને લાગ્યું કે આ શો અહિં ચમત્કાર! આતે વિધાત્રા પોતે ચાલી આવે છે કે સાક્ષાત લક્ષ્મીજી છે?! આમ વિચાર કરે છે, એટલામાં પેલી સ્ત્રી એકદમ અંદર આવી રાજાને નમન કરી, એક અક્ષર બોલ્યા વિના નીચે વળી ચટ લઈ એક ચીઠ્ઠી મુકી ચાલતી થઈ! વીજળી થઇને પાછી જેમ તુર્ત અદ્રશ્ય થઈ જાય છે તેમ આ સ્ત્રી રાજાની નજરમાંથી એકદમ જતી રહી! રાજા થોડી વાર તો સ્તબ્ધ બની બેશી રહ્યો અને થોડીવારે ચીઠ્ઠી હાથમાં લાધી, ને વાંચવા માંડીઃ—

"મિત્ર! આ લખનાર તમારો મિત્ર રામસિંહ છે. વિનંતી કે, આપને હવે ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે તેણે હવે દુઃખનો અંત આણવાની નીશાનીઓ બતાવી છે. મિત્ર! દુખ કોને નથી? સંસારમાં કોણ સુખી છે? તમારો ને મારો ઘડીનો પણ વિયોગ હોય શેનો? પણ વિધીના સામું કોણ થયું છે? હશે હવે હિંમત હારવી નહિ. દુઃખ ગયું છે.

આજથી લગભગ દસ દિવસ પહેલાં મને આ બધા ખેદયુક્ત સમાચાર મળ્યા. ત્યાર પહેલાં હું ક્યાં હતો વિગેરે આપણ એક બીજાને મળીશું ત્યારે હું કહીશ. મિત્ર! મારાથી આપનું આ દુઃખ સહન નથી થતું. પણ શો ઉપાય? દશ ક્ષત્રીઓને લઇને તમને અહિંથી છોડવવા માટે આવ્યો છું. તમને જે માણુસ ચિઠ્ઠી આ-

પી ગયું તે પુરૂષ છે, પણ સ્ત્રીના વેષમાં છે. આવતી કાલે તમે તૈયાર થઈ રહેજો. લગભગ રાતના અગીયાર વાગ્યાને સુમારે સીસોટી વાગે એટલે બહાર આવજો. તે વખતે દરવાજામાં અમે ઉભા હોઇશું. અને ત્યાંથી તમને ઘોડા ઉપર બેસારી એકદમ લઈ જઈશું.

ઉપરની યુક્તિ જો ઈશ્વર સહાયતાથી પાર પડશે તો આપણો સમાગમ જલદી થશે. મિત્ર! આ વખત બીજું શું લખું તે સુઝતું નથી. મળીશું ત્યારે ઘરાઇને વાતો કરીશું. પણ ઉપરની વાત યાદ રાખજો.

"લી. આપની આનંદમય મૂર્તિનાં દર્શનનો અપેક્ષિત."

**"રામસિંહ."**

પત્ર વાંચી રાજા સ્તબ્ધ બન્યો હોય તેમ દેખાયો. થોડીવારે વિચારશક્તિ પાછી ઠેકાણે આવી. ત્યારે તેને વિચાર થયો કે આ રાત્રિ છે, અને સ્વપ્નામાં આ મારા મિત્રનો પત્ર હું વાંચું છું. "હે પ્રભુ! આ સત્ય હશે કે મને તું વધારે રીબાવે છે? ઉંઘમાં તેં મને સ્વપ્નજ બતાવ્યું છે કે આ ખરૂંજ છે? ના, ના; ખરૂં છે, ખરૂં છે. ખરૂં હોય એમ લાગે છે. હું "સ્વતંત્રતા" વિષે લખવા બેઠોહતું. જો, આ વાંચું:—

સ્વતંત્રતાનો છાશ રોટલો, લાગે સુધા સમાન,
પણ પરતંત્ર રહી નહિ પીવું, મળે ભલે પયપાન,

આમ લખુંછું એટલામાં એક કોઈ સુંદરી—મારા હિતેચ્છુ તરફથી આ મને પત્ર મળ્યો. અરે! મેં નફ્ટ થઈ તેને અયોગ્ય

શબ્દ તીર માર્યા તે બધાં તેણે સહન કર્યાં અને પાછો આ ઉપકાર!! ધન્ય છે એ મિત્રને! મારી મુર્ખાઈ તરફ એણે લક્ષજ આપ્યું નથી. એના કહેવા પ્રમાણે હવે હું તૈયાર થઈ. રહું. હે એભુ! તારી ઈચ્છા હશે તેમ થશે!

રામસિંહ અને એ સ્ત્રી બન્ને પેલા સિપાઈ સાથે પાછાં અમલદાર પાસે આવ્યાં, તેમને આવતાં જોઈ અમલદાર કહે "કેમ એટલામાં પાછાં આવ્યાં? અંદર બધું જોયું? માંહે કોઈ માણસછે?"

સ્ત્રી—"હા, કોઇ છે ખરો, એ કોણ છે?!"

અમલદાર—"એતો એક રાજા છે."

સ્ત્રી—"ઠીક; ત્યારે આજ તો હવે અમે જઈશું?"

અમલદાર—"એટલામાં!! થાય છે, મોડાં જજોને"

સ્ત્રી—"હવે વખત થયો છે. કાલ બધો ગાયનનો સામાન લઇને આવીશું, તે વગર કશું શોભે નહિ ખરેખરી રમુજ કાલે પડશે."

પ્રિય વાચક! હમેશાં આશકત થયલા પુરૂષોએ પોતાનાં મન માશુકને સ્વાધીન કરેલાં હોય છે.

અમલદાર—"ઠીક, ત્યારે, કાલ આવજો."

અહિંથી છુટા થયા કે તરતજ ઉતારા ભણી પગલાં કર્યાં. રામસિંહ કહે ભાઇ, ઇશ્વર કરશે તો પાર પડીશું પણ ખરેખરી ચાલાકી હવે વાપરવાની છે. તમારે ગાયન ચલાવવું, તે વખતે પહેરેગીર સીપાઇઓ ચાર છે તે ઉપર આવશે, ને ન આવે તો તમારે તેમને ઉપર બોલાવવાની યુક્તિ કરવી. પછી અમે પણેથી

રાજાને લઇને નાસી જઈશું ને મોડી રાત થાય એટલે તમે પણ રજા લઇને છૂટી આવજો. કેમ ભાઈ સમજણ પડીને? તમે તો મોટો ઉપકાર કર્યો છે.".

ફતેસિંગજી—"આપ બધું કહેજો પણ ઉપકારની વાત કહેશો નહિ. મને ખરાબ લાગે છે. સ્વદેશને માટે કરવું છે તેમાં ક્યાં બીજાને માટે છે?"

પછી પોતાના ક્ષત્રી બંધુઓ હતા ત્યાં બંન્ને જણ આવ્યા, બધા વસ્ત્રો જાળવીને કહાડવા મંડી ગયા. રામસિંહે બધા સમાચાર કહ્યા. બધા ખૂશી થયા. રસોઈ તૈયાર કરી હતી તે જમ્યા. અને આનંદમાં મધરાત સુધી વાતો કરતા સુઈ રહ્યા.

રામસિંહે પ્રભાતમાં ઉઠી ગાયનનો થોડો ગાયનને માટે સતાર, મૃદંગ વગેર તૈયાર કર્યાં. તેને માટે ચાલાક બજાવનાર પણ તૈયાર કર્યા. એની એ તજવીજમાં આખો દિવસ રોકાઈ રહ્યો. અને સાંજે બધું તૈયાર કરી પોતાના દશ સોબતીઓને અને ગવૈયાને લેઇને તથા ફતેસિંગને સ્ત્રીનો પોશાક પેહેરાવીને પાછો અમલદારને ઘેર આવ્યો. રામસિંહે ક્ષત્રીઓમાંના પાંચ જણને એવું કહ્યું કે પહેરેગીરો ઉપર ગાયનમાં આવે ત્યારે દરવાજા આગળ ઉભા રહી સીસોટી વગાડી રાજા આવે કે તરત તેને લઈ ઉતારે જવું. આ ઉપરથી પાંચ જણને તુરંગથી થોડે છેટે ઉભા રાખી પોતે, ગવૈયા, તથા બાકીના ક્ષત્રીઓને અને પેલી સ્ત્રીને લઇને અમલદારના બંગલામાં ગયો. સ્ત્રીને આગળ કરી. અમલદારે આજ નૃત્ય થવાનું હતું તેથી બંગલામાં બહુ ભપકો કર્યો હતો. આ બધા

ગયાં તેમને આદર સત્કારથી બેસાડ્યાં. થોડીવાર બેઠા પછી અમલદાર કહે કે "સારામાં સારૂં ગાયન હોય તે બોલો, મને જૂદા જૂદા રાગ બહુ પસંદ છે."

સ્ત્રી, "સાંભળો. આ રાગ સારો છે."

## પીલુ.

આ સંસારે, તું પ્રભુ તારે,
તુજવિણુ અન્ય ન હામ અમારે;

જગત બધો છે દુઃખનો દરિઓ,
તેમાંથી તું પ્રભુ પાર ઉતારે. આ સંસારે૦
ત્રિભુવન સ્વામી, વચન ઉથામી,
પાપ કર્યા છે તે કોણ પ્રહારે? આ સંસારે૦
વિનતી સ્વીકારો દુખથી ઉગારો,
છૈએ અમે સહુ શરણુ તમારે. આ સંસારે૦
દાસતણા દુર્ગુણુ નવ જોશો,
તમવિણુ હે પ્રભૂ કોણુ ઉગારે. આ સંસારે૦

અમલદાર "રાગ તો સારો છે, પણ કંઈ બીજા વિષયનું કહોને" સ્ત્રી–"ઠીક, બીજા વિષયપર કહું છું; મારી પાસે ઘણાંએ છે. પણ પેલા નીચે કોણુ ઉભા છે?"

અ૦ એતો કેદખાનાપરના સિપાઇઓ છે. તમારી રજા હોય તો તેમને ઉપર બોલાવું.

સ્ત્રી—બોલાવો તો મને કંઈ અડચણુ નથી.

પેલા સિપાઇઓ ઉપર આવ્યા કે તરતજ ક્ષત્રીઓ દરવાજા પાસે ગયા અને થોડીવાર ઉભા રહ્યા, ને જ્યારે પાછું ગાયન ચાલ્યું ત્યારે સીસોટી વગાડી. રાજા આવીને ઉભો રહ્યો. તેને ઘોડા ઉપર બેસાડી સાધારણ પુરૂષના વેષે એકદમ શહેર બહાર તેઓ ચાલ્યા ગયા. અને ઉતારે રાજાને લઈ જઈ રાજાની આસના વાસના કરતા પેલા ક્ષત્રીઓ રામસિંહ વગેરેની વાટ જોઇ બેઠા.

અહિં અમલદાર કહે "ચલાવો તમે હવે કંઈ બીજું સારૂં."

સ્ત્રીઃ—સાંભળો.

* વિધાતા તું થઈ વેરી;
દુઃખ લીધાં હવે ઘેરી;
સુખા જેને હતાં સારાં,
બિચારાં તેજ દુખિઆરાં;
હતી જ્યાં સાયબી મોટી,
રહે છે તે વિના રોટી!
હતા જ્યાં શૂર નર સાચા,
રહ્યા નામર્દ સૌ કાચા;
હતો જ્યાં લક્ષ્મીનો વાસ,
રહે સુખેથી કંકાસ;
નહિ જ્યાં ધર્મની લૂટ,
હવે તો શુભ છે બૂટ!
ઉડાવે પાણી બિસકુટ !!
હું તો ધારૂં કરમ ફુટ !!!

* "સુનો તુમ યાર પરદેશી" એ રાહ.

## રાગ મ્હાડ.

"મેરા ગમકા તરાના, સુનિયે ફિસાના." એ રાહ.

દુ:ખી ભૂમિ બિચારી, જો તું વિચારી, ખુબ ખુવારી થઈ;
લાગે છે ધાવકારી, દેખી ભિખારી, જો તું વિચારી, ખુબ ખુવારી થઇ.
દુસ્તર દરિયો દુ:ખનો, તેમાં કેમ તરાય,
"શૌર્ય" હોડિ વિણુ ભરદરિયામાં, આર્યભૂમિ ઝોલ્લા ખાય;
ભૂખથી નરનારી, તાણિ કિકિયારી, જો તું વિચારી, ખુબ૦ ૧
હાલ તિમિરમાંથી તારવાને કોણ ઉગે કુળ ભાણુ,
ગરિબ બિચારાં છોડી દેશે, તરફડી તરફડી પ્રાણુ;
કોને છે ભૂમિ પ્યારી? વિપત વિદારી, જો તું વિચારી, ખુબ૦ ૨
ઉદ્યમહીન દેશી જોઇ લાગે, અંગો અંગે જ્વાળ,
દેશીતણું જો શ્રેય ન કીધું, મનખો તારો બાળ;
થા તું બહુ ઉપકારી, શિખ સુણી સારી, જો તું વિચારી. ખુબ૦ ૩
હાય! સ્વદેશની દેખી ખરાબી, કેમ બળે નહિ કાય ?!
જાય છે જર, નિજ દેશનું, દિલમાં, લાગે નહીં ક્યમ લાય ?!
નમ્ર વિનતી આ મારી, દિલમાં સ્વિકારી, જો તું વિચારી. ખુબ૦ ૪

* * * * * * *

## મેવાડો.

અહો! પ્રાણથી વ્હાલા તાતરે, કેમ વેરી મારો થાય.
તું દુરદેશ પડી રહ્યો, નહિ, પુત્રીની લીધી સંભાળ,
મન ઇચ્છિયો વર દે ન, તો, દે મરણ મને તત્કાળરે અહો પ્રાણ. ૧

પુત્રીને સુખ દેવાતાં નથી તો શીદ માંડયો સંસાર,?
પરથકી બેળે પ્રીતજ કરવી, હાય મુને ધિક્કારરે! અહો પ્રાણ. ૨
તુજ પુત્રીનાં તનુજ બન્નેજો, રખડે થઈ ઓશીયાળ,
તાત, કહે! છે તારે ઘેરે કેઈ વાતનો કાળરે. અહો પ્રાણ. ૩

* * * * * * *

* કરતાર તેં ઉપકાર શું, ના કિધો કંઈ અબળાપરે!
પ્રિય નાથથી વિખુટી થઈ, લક્ષ્મી પાંખ લઇને ઉડી ગઈ,
ફરે ભીખતી બાળને લઈ, રોઈ રોઈ બાળ ભુખે મરે કરતાર.
એની લક્ષ્મી કલેશ કુરે હરી, હાય! હાલ વિત્ત વિના કરી,
દીધું જ્ઞાન ઢાંકી હરી ફરી, કોણ દાઝ રાખી દયા કરે. કરતાર.
અશ્રુધાર આંખ થકી વહે દયાળુ કયો દિલમાં લહે,
કહે ધૈર્ય કેમ હવે રહે, દિલ તે થકી માહારૂં ડરે. કરતાર.

* * * * . * * *

## ‡ કેરબો.

હાય! શું હિંદ તણો હરી લીધો ઉમંગ,
આનંદ આર્યનો આજે કિધો છે ભંગ. હાય શું૦
વિજય રંગ ઉમંગથી કરતા,
તેના પુત્રો આજે ઉઘાડે અંગ. હાય શું૦
દીન તરફ હું દષ્ટિજ કરતાં,

* "કેમ બોલું પ્રિતમ!" એ રાહ.
‡ "વાહ! ખિલી શું રહ્યો વર્ષારતુનો રંગ." એ રાહ.

દયા ઉપજે અને થૈ જાઉં દંગ. હાય શું૦
લક્ષ્મી ઉડી ગઈ ગઈ પરદેશે,
ઉડી ગયું જાણે વ્યોમે વિહંગ. હાય શું૦

* * * * * * *

આ શો થયો ગજબ?! આ શો થયો ગજબ?!
આળસને દંભતણાં પડળ આવિયાં,
આર્યોની આંખ ધબ!! આ શો થયો ગજબ?!
શુરવીર કેરાં શસ્ત્ર સડી ગયાં,
એ વાત બની અજબ!! આ શો થયો અજબ!!
અરત હૃદય વિણુ અલ્પ મતીનો,
શું હું બતાવું સબબ?! આ શો થયો ગજબ?!

* * * * * * *

* મને દુઃખ પડે છે ભારી, મુજ હાલત આજ નઠારી,
મારા પુત્રોએ સુખજ ચાખ્યાં, પહેલાં સદાયે સ્વરગ સમાન,
આજ ભમે તે ભુખ્યાં સઘળે, ફુટયા શું દેવના કાન? અરર હવે.
અરજ સુણે કુણ મારી, મુજ હાલત આજ નઠારી. મને.
શેઠ થઇને સઘળે ફરતાં ઠેઠ સુધી મુજ પ્યારાં બાળ,
વેઠ કરે પૈસાવિણુ આજે, આવ્યો છે દુષ્ટ કળિકાળ; નળ ગયો.
નાંખેરે કોણ સંહારી, મુજ હાલત આજ નઠારી. મને.
સારી દશાથી માઠી દશામાં, પડયાં પડયાંજ પિડાય,

* "ઘણા ધિકાર મુને છે ભાઈ" એ રાગ.

મીઠા જળમાંથી મીન કાઢી, ખારામાં (નાંખે) જીવ જાય; પ્રભુ લેજે.
વિનતી મુજ સ્વીકારી, મુજ હાલત આજ નહારી. મને.

* * * * * * *

## કેરબો.

તૂટયો હાય ! હવે દુ:ખ તણો મેઘ આજેરે, મેઘ આજરે તૂટયો.—
વિપત્તિ કેરાં વાદળાં આવ્યાં,
આળસ વળી ધમઘોર ગાજેરે. તૂટયો. ૧
વહેમની વિજળી ચક ચક થાયે,
છટ ! વિધી ! તને આવું છાજેરે ? તૂટયો. ૨
દીનને દુ:ખી કરતાં જરાયે,
શરમ ! શરમ ! નહીં કેમ લાજેરે ? તૂટયો. ૩

સ્ત્રી—“હવે વખત બહુ થયેલ છે માટે અમે જઇશું. કાલે પાછાં વેળાસર આવીશું.”

અમલદાર—“તમને રજા આપતાં મારો જીવ નથી ચાલતો, ઠીક છે, આજે તો જાઓ પણ કાલે અહિંજ રહેજો. તમારી ઇચ્છા હશે તો મારા સિપાઇઓને વહેલા તમને તેડી લાવવાને મોકલીશ”

અહિંથી રજા મળી કે રામસિંહના પગમાં જોર આવ્યું. રાજાને માટે એક ઘોડો લીધો હતો તે લઇને ઉતારે આવીને કપડાં બદલી નાંખ્યાં. ગવૈયાઓને પૈસા આપી વિદાય કર્યા. અને બાકી રહેલા પાંચ ક્ષત્રીઓ જોડે રામસિંહ જે જગ્યાએ પેલા વાટ જોઇ બેઠા હતા ત્યાં ચાલ્યો. રાજા પોતાના મિત્રોને જોવા નેઅધીરો બની ગયો હતો, એટલામાં રામસિંહ ત્યાં આવી પહોંચ્યો, અને

પોતાના પ્રિય મિત્રને ભેટી પડયો! થોડીવાર સુધી બન્નેથી બોલાયું નહિ. પછી રાજાની આંખમાંથી આંસુની ધાર ચાલી. હર્ષ અને પશ્ચાતાપથી મિશ્ર થઈ બહાર નીકળતા શબ્દો વડે તેણે પોતાના મિત્રની માફી માગી. રામસિંહ કહે, અહો બધું! એ શું બોલોછો?! આપને આફત વખતે જો સહાય ન થાઉં તો પછી હું શા કામનો! આપે જે મારા ઉપર અસંખ્ય ઉપકારો કરેલા તે બધા હું આપત્તિ સમયે ભૂલી જાઉં? પણ મિત્ર! આ વખત વાત કરવાનો નથી. અહીંથી થોડા ગાઉ ઉપર કોઈ નિર્ભય જગ્યાએ જઇએ ત્યારે બચ્યા કહેવાઇએ; માટે ચાલો બધા પાછા તૈયાર થાઓ.

દશ ક્ષત્રિઓ, રાજા, અને રામસિંહ એ બારે જણ ઘોડાપર સ્વાર થયા. રાત અંધારી હતી. રામસિંહ જરા રસ્તાનો ભોમીઓ હોવાથી પોતાનો ઘોડો આગળ રાખતો હતો. ઘોડા જરા ઝડપથી ચાલતા હતા, તેથી વાત થતી નહતી. આવી રીતે ચાલતાં વ્હાણું વાતામાં દિલ્હી લગભગ દશ બાર ગાઉ મુકી દીધી. સવારના આઠ વાગે એક વહેળીઆ આગળ થોડીવાર બેશી, સાથે રાખેલું કાચું કોરૂં જરા ખાઈ લીધું અને પાછું ચાલવા માંડયું. આવી રીતે ત્રણ દિવસ ચાલવું પડયું. ચોથે દિવસે પોતાનાં ગાંમડાંમાંના એક ગામડામાં તેઓ આવી પહોચ્યા, ને અહીં એક ઓળખીતા વાણીઆને ત્યાં ઉતારો કર્યો. અહિં બન્ને મિત્રો નિરાંતે વાતો કરવા બેઠા. રાજા કહે મિત્ર! તમે જે ઉપકાર કર્યો છે, તેનો બદલો મારાથી વાળી શકાશે નહીં. મેં મુર્ખાઈ કરી તમારી ઉપર ગુસ્સે થઈ તમને અસહ્ય શબ્દો તીરની પેઠે માર્યા, તે તમે સહન કર્યા, અને વળી પાછો આ

દુઃખમાંથી મને ઉગાર્યો. ધન્ય છે તમને! મિત્ર! શાબાશ છે, આવા મિત્ર મળે તે દુનિયાપર રહી સ્વર્ગનુંજ સુખ ભોગવે છે એમ હું માનું છું."

રામસિંહ—"મિત્ર! કોઈ નીતિજ્ઞ જન જોડે આપણ મૈત્રી કરીએ છીએ તે આબાદીના વખતમાં આપણી જોડે રહી નાના પ્રકારનાં સુખો ભોગવવાને અને ગમતો કરવા નહિ, પણ આફત સમયે કામ લાગવાને. સોનાની કસોટી, કસોટી ઉપર ઘસવાથી નીકળે છે, તેમ આફત સમયે મિત્રની કસોટી નીકળે છે. મિત્રની મદદથી તે વખતે બહુ ધીરજ મળે છે. માટે ગમે તેટલી સંપતી હોય, અને બીજાં સર્વ સુખો આવી મળ્યાં હોય, પણ મિત્રના પ્યારથી ઉપજતું સુખ એક અદ્‌ભૂત આનંદ આપે છે, માટેજ મિત્રની જરૂર છે, તે વિના થોડાનેજ ચાલે છે.

### હરીગીત.

સહુથી સરસ આનંદ દાયક વચન મુખથી નીકળે,
જેના સમાગમથી સદા સુખ મિત્રને ઝાઝું મળે;
સરવે સ્થળે, સરવે પળે, સુખ મળે, એ મુદિત કરે,
પ્રિય મિત્ર એવો હોય તે જગમાં છતાં સ્વરગે ખરે! ૧
બધી છે સગાંની સગાઇ તે સુખની ખરેખર ખાઈ છે,
પણ ભાઈબંધની ભાઇથીજ સગાઈ તે સુખદાઈ છે;
પિત્રાઈ, ભાઈ, જમાઇથી પણ મદદ જે અદકી કરે,
પ્રિય મિત્ર એવો હોય તે જગમાં છતાં સ્વરગે ખરે! ૨
નિજ મિત્ર નિરખી દુઃખ મહિં કરવા મદદ તત્પર રહે,

બીડેલ દેખી કમળ ઝટ આદિત્ય ઉર વિનતી લહે,
શો ગાઢ સ્નેહ અહા! પ્રભાકરને કમળ બન્ને ધરે ?!
પ્રિય મિત્ર એવો હોય તે જગમાં છતાં સ્વરગે ખરે! ૩

રાજા—"શાબાશ, મિત્ર, તમારામાં તેવાજ ગુણ છે, ખરેખરી મૈત્રી તમેજ જાળવી છે. મને દુઃખમાંથી છોડવનાર, મારાં ભાલા જેવાં વેણ સામે સહન શકિતની જબરજસ્ત ઢાલ ધરનાર, ક્ષત્રીકુળને પોતાના શૌર્ય તેજથી દીપાવનાર, પ્રિય મિત્ર! તમને ધન્ય છે, ઈશ્વર તમારૂં સારૂં કરો!

## માલિની.

જય જગ મહિં થાજો, મિત્ર મારા તમારો!
તમ થકી ઝટ આવ્યો, દુઃખનો આજ આરો.
દુઃખ નિધિ મહિં ડુબ્યો, તે તમે આજ તાર્યો!
અરર દુઃખ ખમીને! મિત્ર આપે ઉગાર્યો! ૧

રામસિંહ—અહો મિત્ર! એ બોલવું આ ઠેકાણે અનુચિત છે.

કારણકે—

## ઉપજાતિ વૃત.

શા માટ મૈત્રિ જન સૌ કરે છે?!
શા માટ શસ્ત્રો કરમાં ધરે છે?!
આપત્તિ કાળે નહિં કામ આવે,
ફરે છુટો તે વિણ જેમ ફાવે. ૧

રાજા—પણ મિત્ર! મારા જેવા મૂર્ખના ઉદ્ધતાઇ વાળા શબ્દો સહન કરે તેવા તમારા જેવા મિત્ર થોડાજ હશે.

## ચોપાયા.

ખજા, ઢાલ તુજ પ્રીત તણી, ન તુટે કદિ, ધનુષ ચડાવ્યાં,
મુજ મુરખાનાં શબ્દ તીર, અથડાઈ પાછાં આવ્યાં.
ધન્ય! ધન્ય!! છે મિત્ર! કદિ નહિ અન્યથી થાયે આવું,
ધન્ય પ્રભુ! ઉપકાર કિધો, બહુ નામિ હું શીશ નમાવું.

આવી રીતે વાતો કર્યા પછી તેઓ જમ્યા. પછી રામસિંહ કહે મિત્ર! અહીંથી આઠ ગાઉપર જવાનપુર ગામ છે, ત્યાં આપણા ક્ષત્રીઓમાંથી કેટલાક છે ત્યાં સવારમાં જઇશું. કેમ? તમારી શી મરજી છે?

રાજા—ઠીક, સવારમાં બન્ને મિત્રો તે ગામ જવા નિકળ્યા.

રસ્તામાં રાજા કહે મિત્ર! એમ એક ગામથી બીજે ગામ ક્યાં સુધી રખડવું પડશે? અહો પ્રભુ—

રામસિંહ—મિત્ર! દિલગીર થવાનું કારણ નથી. ઇશ્વરેચ્છા હશે તેમ થશે. શું કરીએ? પ્રભુની મરજી થઇ ત્યાં શું કરીએ? આપણું આખું રાજ્ય ધુળધાણી થઇ ગયું! આપણા બહાદુર ક્ષત્રીઓના નિરર્થક પ્રાણ ગયા! આપણા કુટુંબથી છૂટા થયા! એ જોઇને શું મને થોડી શૂળો ઘોચાતી હશે? પણ કંઇ હરકત નહિં. મિત્ર! હિંમત રાખી કામ કરીશું તો ઇશ્વર પાર પાડશે. આપણા બાકી રહેલા ક્ષત્રીઓને ભેગા કરી કંઇપણ લસ્કર એકઠું કરી, બળવત્તર થવું એ પહેલું કામ છે. તેટલું કર્યા પછી તો મારૂં ચાલશે. એ યવનોના શા ભાર છે? મિત્ર! આપણા બહાદુર ક્ષત્રી યોદ્ધાઓ આગળ એમનું બળ કેટલું? ક્ષત્રીઓ પતંગીયાની પેઠે રણમાં ઝંપલાવે છે, અને આગળ પાછળ જોતા નથી તેથીજ કોઇ વખતે

પરિણામ હાનિકારક આવે છે. યુદ્ધ સમયે હું હોત, તો તેઓ શૂ-
રા ક્ષત્રીઓ સાથે કેવી ટક્કર ઝીલે છે તે દેખત. પણ શું કરૂં ?
વળી મારી પવિત્ર જન્મભૂમિ ઉપર એ દુષ્ટ લોકો અમલ ચ-
લાવે તે મારાથી કેમ સહન થતું હશે ? ગરીબ દેશી બંધુઓની
શી વલે ?! દુષ્ટ યવન લોકો એમની ઉપર કેવો જુલમ ગુજારતા
હશે ?! અરે! એમની દાઝ જાણનાર કોણ છે ?! ધન વગરનાં
અને વળી પરતંત્રતાના પાંજરામાં પુરેલાં લોકો કેવાં પીડાતાં હશે?
પ્રભુ! એમનું રક્ષણ કરો! એમને સુમતી આપો!

રાજા—હોય, ચાર દિવસ સુખ તો ચાર દિવસ દુખ એમ
ચાલ્યાં કરે છે. શું કરીએ? કંઇ આપણા હાથમાં છે? આપણ
બન્ને મળ્યા છીએ એટલેજ બસ છે.

આવી રીતે વાતો કરતા બન્ને મિત્રો આગળ ચાલ્યા. પો-
તાની જન્મભૂમિનો પ્યાર સાંભરવાથી રામસિંહનું મન જરા વિહ્વળ
બનેલું જોઇ, રાજાએ એક ગામડામાં ઉતારો કરવાનું કહ્યું, અને
બીજે દિવસે સવારમાં અહિંથી નીકળવાનું ધારી બન્ને મિત્રો તથા
પેલા ક્ષત્રીઓએ અહિં ઉતારો કર્યો.

## प्रकरण १३ मुं.

રાણી પોતાની દાસીઓ સાથે પેલા ગામમાં હતી, તેની સ્થી-
તિ કેવી હતી, તે વાત હવે આપણે લક્ષમાં લેવી જોઇએ. અહિં
તે ગમે તેટલા ઉદ્યોગમાં પોતાનું મન રોકી રાખવાને પ્રયત્ન કર-

તી, તે છતાં પ્રસંગોપાત ગત વૈભવનું પુનઃ સ્મરણ થતું, અને પોતાના સ્વામીનું દુઃખ યાદ આવતું, તે વખતે તેનું હૈયું ભરાઇ જતું. એક સમયે જમ્યા પછી બપોરે હિંચકાપર બેઠાં બેઠાં રાણી એક પુસ્તક વાંચતાં હતાં, તેમાં સ્ત્રીનો સ્વામી પ્રત્યે સંવાદ આવ્યો ત્યારે રાણીને પોતાનું સુખ સાંભર્યું. તેના આકુળ વ્યાકુળ થયલા મનને સમજાવવાને દાસીઓએ સારી સારી વાતો કહીને થોડીવાર યત્ન કર્યો પણ વ્યર્થ ગયો. જેમ જેમ વિચાર શક્તિની દોર ઢીલી મુકી તેમ તેમ ભૂતકાળમાં ભોગવેલા સુખનું સ્મરણ ઝડપથી મનપર પ્રસરવા લાગ્યું. શોકમાંને શોકમાં રાણીને તે દિવસે અન્ન ભાવ્યું નહિં. દાસીઓએ આ વાત નારસિંહજી વગેરેને કહી. એક ક્ષત્રીએ કહ્યું એમને અહિંથી બીજે કોઇ ગામ લઇ જઇ તો જરા મનની સ્થીતિમાં ફેરફાર થાય.

નારસિંહજી—જવાનપુરથી ત્રણ ગાઉ ભાણપુર છે, બધું મળીને અહીંથી થોડા ગાઉ થાય છે, ત્યાં કુંડ, તળાવ વગેરે રમણીય જગ્યાઓ ઘણી છે, મહાદેવનાં દેવળો પણ છે, તેની પાસે વળી એક મોટી ગુફા છે, માટે જો ત્યાં એમને લઇને જઇએ તો કેમ ?"

દાસીઓ—સ્થળ બદલવાથી જરા મન બીજી વાતમાં રોકાશે ખરૂં, પણ પાછું નેતરની પેઠે પોતાની અસલી સ્થીતિમાં આવશે તો ?

નારસિંહજી—એટલો તો ફેરફાર થશે ?! હશે, આજેજ ગાડી તૈયાર કરાવી લાવું છું, તમે બધાં એમને તૈયાર કરજો, ને તમે તૈયાર થજો. એમનું રક્ષણ કરવું એ આપણી ફરજ છે એમની

આંગળીને ઇજા આવતી હોય અને આપણું શરીર જતું હોય તો આપવું."

સાંજના ત્રણ ચાર વાગે બધાં તૈયાર થયાં. માણસ વીસેક હતાં, ત્રણ ચાર ગાડાં હતાં, એક ગાડી હતી, અને ચાર પાંચ ઘોડા હતા. એ ત્રણ દાસીઓ હમેશાં રાણીની આગતા સ્વાગતા કરવા માંજ રહેતી. કોઇ કોઇ વખત રાણી શુદ્ધિમાં આવી વાતો કરતી ને કોઇ વખત એ શુદ્ધિથી શબવત્ થઇ જતી, પણ ઇશ્વર કૃપાથી હવે દુખનો આરો પાસે હતો.

જવાનપુરથી ગાઉ દોઢેક આવતાં રાત પડી, નારસિંગજીએ એક ખેતરમાં પડાવ નાંખવાનું કહ્યું, રાણી આ વખતે જરા શુદ્ધિમાં આવી હતી. આ ઠેકાણે ક્ષત્રીઓએ રસોઇ કરી. જમ્યા પછી દાસીઓ અકેક પછી વાતો કહેવા બેઠી.

રાજા, રામસિંહ, તથા દશ ક્ષત્રીએ જે ગામમાં રહ્યા હતા, ત્યાંથી બીજે દિવસે મધ્યાને નીકલ્યા. અહિંથી તે ચાર ગાઉ દૂર હતું, આ ઠેકાણે આવતાં આવતાં તેમને પણ રાત પડી. તેથી જંગલમાં રાત રહેવાનું ઇચ્છી તેઓએ પણ અહીં પડાવ નાંખવાનો વિચાર કર્યો. એટલામાં રામસિંહે આઘે તાપણી બળતી જોઇ આ અજવાળાની પાસે પાસે તેઓ હવે આવવા લાગ્યા. રાજા કહે "મિત્ર! આ રસ્તે પાછા ક્યાંથી આવ્યા? પેલું તો લશ્કર પડેલું હોય એમ લાગે છે. પાછા સપડાયા તો છુટવું કઠીણ થઇ પડશે. રામસિંહ કહે મિત્ર! હરકત નથી. એ લશ્કર કોનું છે તે હું જોઇ આવું છું."

રાજાએ ના કહેવા છતાં રામસિંહ આ મુકામ પાસે આવ્યો; કેટલીક દાસીઓ વાતો કરતી હતી તેમનો સાદ સાંભળ્યો. વચમાં રાણીના જેવી આકૃતી પણ દેખીને જરા અચંબો પામ્યો ખરો. તુરત પોતાના મિત્ર પાસે પાછો આવીને તેને કહ્યું કે "મિત્ર! હું વધામણી ખાઉંછું. રાણી, તથા દાસીઓનુંજ આતો લશ્કર છે! શી ઇશ્વરની ખૂબી?!"

રાજા:—"એમ છે?!! અહો! પ્રભુ! શો તારો ઉપકાર! ઠીક, મિત્ર, અણજીતપુરથી આવેલા ક્ષત્રી છીએ એમ કહી અંદર ચાલો. પણ એકદમ પ્રસિદ્ધ થશો નહિં."

બારેજણ ઉતારા ભણી ગયા. નારસિંહજી વગેરે, ઘોડાઓનાં પગલાં સાંભળી જરા ચમકી ઉઠ્યા, પણ પોતાના જોઇ એટલુંજ પૂછ્યું કે "કોણ છે?

રામસિંહ કહે "અમે અણજીપુરથી આવેલા ક્ષત્રી છીએ."

નારસિંહજી "આવો, ભાઇ પધારો; રામ રામ." બધા બેઠા. રાજાએ રાણી જોઇ, પણ હમણાં બોલ્યો નહિં. અણજીતપુરના સમાચાર સાંભળ્યાની જીજ્ઞાશાથી રાણી બોલી ઉઠી.

રાણી—"આ બધા અણજીતપુરથી આવ્યા?"

સાધારણ ક્ષત્રી જેવો દેખાતો રાજા બોલ્યો "હા, જી;"

રાણી કહે "અણજીતપુરની કંઇ ખબર?"

રાજા:—અણજીતપુર શહેરની તો માઠી ખબર છે. જ્યારથી મહારાજાનો પગ શહેરમાંથી ઉપડયો છે ત્યારથી લોકો ત્રાસ પામી ગયા છે."

રાણી "રાજાની કંઇ ખબર?"

રાજા "રાજા—રાજા તો દિલ્હીમાં છે એમ કહેવાય છે, ને વળી એમ પણ કહેવાય છે કે ત્યાંના એક મુસલમાન નવાબની કુંવરી વેરે લગ્ન કીધાં છે.

રાણી "એવું કદી બનેજ નહિ; એતો તૂતજ હશે. વારૂ, બીજું કંઇ જાણો છે?"

રાજા "હા; બીજું પણ જાણુંછું, મારે એક નાની સરખી વાત કહેવાની છે; જુઓ, એક રાજા હતો, તેની ઉપર આફત આવવાથી તેનું રાજપાટ અને સર્વસ્વ ગયું. તેની રાણીને પણ અસંખ્ય દુ:ખો સહન કરવાં પડ્યાં. રાજાને કેટલાક કાળ સુધી કેદમાં રહેવું પડયું. ત્યાંથી તેના પ્રિય મિત્રે તેનો છુટકો યુક્તિથી કર્યો. દુ:ખ પડે છે ત્યારે તે સાથેથીજ પડે છે. ને સુખ પણ બધું સાથેજ આવી મળે છે. શી ઇશ્વરની ખુબી. રાજા અને રાણી પછીથી જંગલમાં મળ્યાં, ત્યાં રાજાએ પોતાની પ્રાણ પ્રિયાને એકદમ ઓળખી પણ રાણીએ રાજાને ઓળખ્યો નહિં!!

રાણી એકદમ મોટા અચંબામાં પડી "અરે! ક્ષત્રી પુત્ર! તમે બોલ્યા તે ખરી વાત છે કે ખોટી છે? તમે તમારી વાત કહી છે કે બીજાની? પતિવિરહથી પીડિત થયલી, અધીરી બની ગયલી સ્ત્રીને નિરાશાના ખાડામાં વધારેવાર ધક્કા ખવડાવવાથી તમને પાપ લાગશે! આપની યથાસ્થિત હકીકત વિદિત કરો."

રાજા—બસ! શાબાશ! પ્રિયે! તે હુંજછું, ઇશ્વરનો ઉપકાર માનો કે આપણ બધાં પાછાં મળ્યાં.

રાણીએ એકદમ પોતાના પતીના ચરણમાં માથું મુ-ક્યું. દાસીઓ બધી સ્તબ્ધ ઉભી રહી. રામસિંહે બધાને પોતાની વાત ખુલ્લી કરી. ઉજ્જડ છતાં અહીં મોટા શહેરના જેટલી આનંદથી થતી ગડબડ સંભળાઇ. જંગલમાં મંગલ થયું. શોક હતો તેનો હર્ષ બની ગયો. રાજાનું મુખ નિહાળતા બધાએ આવીને તેને નમન કર્યું. અને રાણીએ પોતાની બનેલી વીપત્તિની વાત કહી. રાજાએ તેમના પ્રમાણીકપણા માટે તેમને શાબાશી આપી. અને કહ્યું કે "બહાદુર ક્ષત્રી પુત્રો! તમારૂં પ્રમાણિકપણું, સત્યતા, ધૈર્ય, અને શૌર્ય જોઇ, મારા દુઃખનો વિચાર મારા મનમાં આવતોજ નથી. ધન્ય છે તમને! તમારા રાજાની પડતી છતાં તમે તેના ઉપર મોટો ઉપકાર કીધો છે. આ જોઈ મારૂં હૃદય પ્રફુલ્લિત થાય છે, અને મને બહુ ઉત્તેજન મળે છે કે, હાલ હું દુઃખમાં છું, તેમ છતાં મારી પ્રજાનો પ્રેમ હજી મારા ઉપરથી ઉતર્યો નથી. મારા બહાદુર ક્ષત્રી વીરોનો ટેક અને તે ટેક પાળવાને માટે ઇશ્વરે જે ઝનુન તેમનામાં મુક્યું છે, એ જોઇ મને ઉત્સાહ મળે છે, તમારા જેવા બહાદુર શુરવીર નરો હશે તો મુગલોના હાથમાંથી હું મારૂં રાજ સત્વર મારે સ્વાધીન કરી શકીશ! ભાઇ-ઓ!! તમે સેવા બજાવી ઉપકારનો બદલો વાળવા હાલ હું અ-શક્તછું, પણ વખત આવ્યે ભૂલી જઇશ નહિ."

મોડી રાત સુધી બધાંએ વાતો કરી. પછી દાસીઓ, રાણી વિગેરે વાતો કરતાં કરતાં ઉંઘી ગયાં. કેટલાક ક્ષત્રીઓ જાગતા રહ્યા. રાજા અને રામસિંહ એ બન્ને તો, બેશીજ રહ્યા. ઘડીમાં હર્ષની વાતો

કહાડે; ઘડીમાં શોકમય વાતોમાં ઉતરી પડી ફતેહ માટે ઇશ્વરની સહાયતા માગે. ભવિષ્યમાં શી રીતે વર્તવું; તથા લશ્કર શી રીતે ભેગું કરવું તે વિષે બન્ને મિત્રો વિચાર કરવા લાગ્યા, અડધો પ-ડધો વિચાર આ વખતે કરીને આખા દિવસના થાકેલા હોવાથી જરા વિશ્રાન્તિ લીધી.

પ્રાતઃકાળે બધાં ઉઠ્યાં. સુંદર વૃક્ષોની ઘટાથી છવાયલું એક નાનું તળાવ પાસે હતું, ત્યાં સ્નાન કર્યું રાજા પણ સ્નાન કરી ઇશ્વર સ્તવન કરવા બેઠો હતો, તેથી ત્યાંથી ઉઠ્યા પછી રામસિંહે તેને બોલાવી, આ પ્રમાણે કહ્યું:—

મિત્ર! આજ હું અહિંથી જાઉછું; આપણા ક્ષત્રીઓને ઉશ્કરી કેટલું સૈન્ય ભેગું થાય છે, એ હું પહેલું જોઇશ. શત્રુના રાજ્યમાં કેમ ચાલે છે, તે જાસુસ વડે અથવા જાતે જઇને જોઇશ. તમે અહિંથી જવાનપુર પાસે છે, ત્યાં જઇ રહેજો. થોડા દિવસમાં હું કેવી રીતે પગલાં ભરૂંછું, તે જાતે આવીને જણાવીશ. અગર પત્ર દ્વારાએ કોઇની સાથે સમાચાર મોકલીશ.

રાજા—પ્રિય બંધુ! મથીને મહા મહેનતે ભેગા થયા, એટલામાં વળી પાછો વિયોગ! અરે! આ બધું કષ્ટ તમે મારે માટેજ સ-હન કરશો ને?!

રામસિંહ—"આપને માટે નહિં, પણ સ્વદેશ કલ્યાણાર્થે. ગમે તેટલું ધન સંચિત કર્યું હોય પણ જો સ્વદેશીઓનું સારૂં ન કરે તો તે શા અર્થનું? જુઓ.

## ઉપજાતી.

રળ્યા ઘણા દુષ્કૃતિથીજ દામ,<br>
લીધાં સુખો આ જગનાં તમામ.<br>
કિધું સ્વદેશી તણું જો ન સારૂં<br>
જીવ્યો ન જીવ્યો નર તે હું ધારૂં.

સ્વદેશનું કલ્યાણ કરવાની જે પુરૂષમાં લાગણી નથી, તે વિદ્વાન છતાં આ દુનિયામાં શું કામ કરવાનો હતો? તેની વિદ્વત્તા દેશને શું લાભ કારક છે? એવા વિદ્વાન કરતાં કોઇ મૂર્ખ પણ સ્વદેશની ઉન્નતી માટે લાગણી ધરાવનાર પુરૂષની જીંદગી હું ઉત્તમ ધારૂં છું. મિત્ર! હું ગમે તેટલું દુઃખ વેઠીશ, વહાલાં સગાંનો વિયોગ વેઠીશ, રણસંગ્રામ સમયના કારી ઘા વેઠીશ, પણ સ્વદેશી બંધુઓને દરિદ્રતાના દુસ્તર દરિયામાં બુડતા જોઇશ, તે વેઠાશે નહિ. શું થયું કદી મારા પ્રાણનો ભોગ આપવો પડયો તો?! મિત્ર! તમે નચિંત રહો. હું મારો ઘોડો તૈયાર કરીને જાઉછું"

થોડી વારમાં શસ્ત્ર સજી દીવ્ય કાંન્તિમાન શુરવીર રામસિંહ સ્વાર થયો. બન્નેના મુખારવિંદપર ભવિષ્યની ચિંતા સુચવતાં અશ્રુ, બહાર આવવાને તૈયારી કરવા લાગ્યાં. પથ્થર સમાન અંતઃકરણ હોય તેને પણ પીગળાવી નાંખે એવો દયામણો દેખાવ બન્યો. પ્રીતિ ગાંઠથી જોડાયલા મિત્રોનો ગાઢ સ્નેહ સરવે સ્થળે એવીજ અસર કરતો જોવામાં આવે છે.

રામસિંહ—" મિત્ર! હવે તમે જવાનપુર પાછા બધાંને સંભાળથી લઇને જજો. હવે મને જવાદો. આપણી જન્મ ભૂમિનું શ્રેય ઇચ્છીને

સત્વર રજા આપો. તમે નચિંત રહેજો. થોડા દિવસમાં મારા સમાચાર મળશે. હું એકલો ક્ષત્રી બંધુઓને ઉશ્કરી તૈયાર કરવામાં વાર નહિ લાગે. મિત્ર! જાઉંછું."

આ બહાદુર નર દૃષ્ટિમર્યાદામાં હતો, ત્યાં સુધી અહિં રહી રાજા પાછો ફર્યો. સૂર્ય અસ્ત થયા પછી કમળ બીડાઈ જાય છે, તેમ રાજાનું મોં બીડાયા જેવું બની નિસ્તેજ બન્યું. જેમ કોઈ પક્ષી પોતાની એક પાંખ ખુએ, અને નિરાધાર બની જાય, તેમ રામસિંહ વિનાનો રાજા પોતાનો આધાર જતો રહ્યો હોય તેથી શોકમય સ્થીતિમાં દેખાયો. સુગંધી પુષ્પોવાળાં, અને અતિશય સ્વાદિષ્ટ ફળોથી લચી રહેલાં સુંદર વૃક્ષો જે આ વનને આટલીવાર શોભા આપી રહ્યાં હતાં, તેમણે ગ્રામ્ય રૂપ ધારણ કરી રાજાના શોકને વધાર્યો. કેટલીકવારે પોતાનાં માણસો પાસે આવ્યો, અને ત્યાંથી પછી જવાનપુર તરફ વિદાય થવાને તૈયારી કરી.

બહાદુર રામસિંહને પણ મિત્ર વિયોગથી અસર થઈ ખરી, પણ આગળ હિંમત રાખી વર્તવાનું છે, અને મોટાં કામો માથે લેવાનાં છે, માટે ધૈર્ય રાખી વર્તવું જોઇએ, એમ ધારી પોતાના પ્રિય અશ્વને રાજાની દૃષ્ટિથી અગોચર બનાવી દેવાને તેને જરા ઝપડથી ચલાવ્યો, અને થોડીવારમાં એક બે ગાઉ આવી ગયો. હવે લશ્કર શી રીતે ભેગું કરવું, તથા અણજીતપુર શહેરમાં શી રીતે ગુપ્ત વેષે જઇને શત્રુની રાજ્ય રીતિ વગેરેથી માહીતગાર થવું તેના વિચારમાં તે ગુંથાયો. હવે આ કામમાં ફતેહ મેળવવા માટે ઇશ્વરની મદદ માગવા લાગ્યો. " હે! જગદીશ્વર! મારી જ-

ન્મ ભૂમી ઉપર તું હાલ આટલો બધો કેમ ક્રોધાયમાન છે ?! મારા સ્વદેશી બંધુઓને દુઃખ પડતું જોઇ મારી આંતરડી બળે છે, તો તારી કેમ નહિ બળતી હોય ? ન બળતી હોય તો તું દયાળુ શેનો ?! પણ તું શું કરે ? પુનર્જન્મે કરેલાં કૃત્યોનાં ફળ માટે, હાલ પરતંત્રતાના પાંજરામાં પડ્યા પડ્યા પીડાય તેને માટે હે પ્રભુ! તને શું પૂછું ?! દરેક જનને પોતાની દુષ્કૃતી માટે પુનર્જન્મ લઈ શિક્ષા ખમવાની છે, પણ હવે મારા દેશીજનો એમની દુષ્કૃતીનું ફળ ક્યાં સુધી ભોગવશે, એ હું તારા વિના કયા જોશીને પુછવા જાઉં ?"

આટલું બોલી આગળ બોલવા જાય છે, એટલામાં ધીમે ધીમે ચાલતો ઘોડો એકદમ તટસ્થ ઉભો રહ્યો. રામસિંહ એકદમ અચંબો પામ્યો, પણ તેને માલમ પડ્યું કે આગળ રસ્તો નથી, માટેજ આમ થયું.

રામસિંહે આગળ રસ્તો જોયો નહતો. માટે જેમ જવાય તેમ જવું એવો વિચાર રાખી આગળ ચાલ્યો. પણ જેમ આગળ વધ્યો તેમ તેમ જાણીતો રસ્તો દૂર ગયો. મધ્યાન થવા આવ્યા, ભૂખ લાગી હતી, ખાવા માટે જોડે—ભાથું બાંધી રાખ્યું હતું. પણ પાણી માટે કોઈ કૂવો કે વાવ દષ્ટિએ પડે એમ ઇચ્છતો હતો, એટલામાં થોડે છેટે તેણે નાના સરખા તળાવ જેવું જોયું. પાસે ગયો તો નિર્મળ કંચન જેવું પાણીવાળું એક નાનું તળાવ જોયું. એની ચારે બાજુએ ચંદનનાં ઝાડો આવી રહ્યાં હતાં. જેની ખુશબોથી મગજ તર થઈ જતું હતું. પૂર્વે કોઈ મહર્ષિએ આ ઠે-

કાણે તપ કર્યું હશે, એ તેના પુણ્યના પ્રભાવને લીધે, આ સ્થળ આટલું બધું રમણીય હશે એમ રામસિંહને ભાસ્યું. ગ્રીષ્મરતુના તાપમાં, પોતાના પેટ પોષણાર્થે રખડી રખડીને કલાન્ત થયેલાં સુંદિર પીછાંવાળાં ઉદ્યોગી પક્ષિઓ, જેમ ગરીબ લોકો કોઈ ધર્માત્મા રાજા પાસે ટોળાં વળી જાય તેમ, આ તળાવના નિર્મળ નીરમાં ચાંચ બોળવાને આવતાં હતાં. બગલાં, સારસ, બતક, વગેરે સુંદર પક્ષીઓનો કોલાહલ સાંભળી તેમનીજ આ ભૂમિ હશે તેમ તેને ભાસ્યું. પોતાના મિત્ર સૂર્યની કાંતિ મધ્યાનકાળે આખા ગગનમાં ગાજી રહેલી જોઈ, શુભેચ્છુ મિત્રની પેઠે કમળનાં વૃંદે પાણીની સપાટીપર ખીલી રહી પોતાનો આનંદ જાહેર કર્યો હતો. આ ઠેકાણે રામસિંહ ઘોડાપરથી ઉતર્યો. એક ચંદનના વૃક્ષની થંડી છાયામાં ઘોડાને બાંધ્યો, પાણી પીધું, અને ભાથું છોડી ખાવા બેઠો. ખાધા પછી આ નિર્મળ સરોવરપર કોઈ માણસ આવશે એમ ધારી જરા વિશ્રામ લેવા બેઠો, પણ ઘણીવાર સુધી કોઈ આવ્યું નહિં એટલે સ્વાર થયો. જેવો સ્વાર થયો તેવાજ બે ત્રણ માણસને પોતાની ગમ ઝડપથી આવતા દીઠા. પાણીની તૃષાને લીધે તેઓ ઝડપથી આવતા હશે, એમ ધારી તેમને રસ્તો પુછવા રામસિંહ ઘોડાપરથી ઉતરી પાછો નીચે બેઠો. એટલામાં પેલા ત્રણ જણ આવી પહોંચ્યા. તેમાંના બે મુગલ સિપાઇઓ જેવા હતા, અને ઘરડો કોળી જેવો હતો. રામસિંહને એકલો ધારી, તેને લૂંટી લેવાના ઇરાદાથી તેઓ ઉતાવળા ઉતાવળા આવતા હતા. આવીને એકે પાધરૂં રામસિંહને પુછ્યું કે "ઠાકોર! આ ઘોડો કોનો છે?" નિડર મનનો રામસિંહ તેમનો

મર્મ સમજી ગયો, અને તરવાર સામું જોઈ મનમાં હરખાતો, પણ ઉપરથી ગંભીરતાથી બોલ્યો "કોણછે તું ? તારે પૂછવું કેમ પડ્યું ?!"

એક સિપાઇ "ઠાકોર! વિચારીને બોલજો, હો! નહિ તો હમણાં.—

રામસિંહની આંખો આ યવને અપમાન કર્યું તેથી રકત થઈ ગઈ, પેલો બોલવા જાય છે એટલામાં બોલ્યો "નહિં તો શું ?! ફરીથી બોલને ?!

સિપાઈ—અલ્યા બહાદુરી બતાવા જાય છે કે? હજારો કાપી નાંખ્યાં તેમ બકાલ! તારા હાલ કરીશ. આ શમશેર જોઇ છે?

રામસિંહ—મારા હાલ કરવાનો તને વખતજ નહિ આપું. લે ચાખ—એમ કરીને તરવારનો સપાટો મારી તેને જમીન દોસ્ત કર્યો. પાસે ઉભેલો બીજો ઉગામવા જાય છે, એટલામાં બંદૂકના ગોદાથી તેને નીચે નાંખ્યો. શસ્ત્ર વગરનો ડોસો નાસવા લાગ્યો, તેને એકદમ પકડી પાડયો. તેના હાથ પગ બાંધ્યા, અને "રસ્તો બતાવ" એમ કહી, તેને ઘોડાની આગળ ચાલવાનું કહ્યુ. ડોસો બોલ્યા વગર એકદમ આગળ થયો. અડધા ગાઉ સુધી કંઈ વાતચીત કર્યા વગર રામસિંહ ચાલ્યો. પછી ડોસાને પૂછ્યું કે, અલ્યા હિંદુ થઇને તું મ્લેચ્છોની જોડે ચોરી કરવા ને લૂટવા ગયો હતો કે?!"

ડોસો રડતો રડતો—"બાપજી! હુંતો ચોર નથી, ને લૂટારો એ નથી. હું ખેતરમાં હતો ત્યાંથી એ બે મને પકડી લાવ્યા હતા. મારે ચોરી કરીને કયા જુગ ગાળવાના હતા?

તેના બોલપરથી રામસિંહને દયા આવી ને જાણ્યું તે લૂચ્ચો

નથી તેથી તેને વિચાર થયો કે "અરે! આ નિરપરાધીને મેં શું તાણી બાંધ્યો છે?" એકદમ એને છૂટો કર્યો. અને એને કેમ પકડી લઈ જતા હતા, તે કહેવાનું કહ્યું.

ડોસો—"બાપજી! પકડી જવામાં ક્યાં પૈસા જોઇએ છીએ? હું ને મારો દીકરો એ કૂવા પાસે બેઠા બેઠા ખાતા હતા, તેવામાં મને આવીને એકદમ રસ્તો બતાવવાનું કહ્યું. મેં જરા આનાકાની કરી એટલે મને આવીને તમાચો માર્યો! મારો દીકરો તો રડી પડ્યો. એ નાનું બાળક શું સમજે? બેઠો બેઠો એને ત્યાં સુધી "હમણાં આવુંછું" એમ કહી હું એમની સાથે આવ્યો, તેમાંથી તો છૂટો થયો, પણ પાછો આ પકડાયો, હવે કોણ જાણે આપ પાછા મારી શી વલે કરશો.

રામસિંહ—"ડોસા, હું તમને કંઈ શિક્ષા નહિ કરૂં. હું તો રજપૂત છું. પણ હું પુછું તેટલાનોજ જવાબ દો, એટલે બસ છે, તમારૂં ખેતર આવે એટલે ભલે તમે જજો, પણ મને કહો; એ મુગલો બધે એમ જુલમ કરે છે?"

ડોસો—અરે બાપજી, એમના જુલમની વાત શી? અરે! હમણાં થોડા દિવસપર એમના જુલમની તો એક વાત બની હતી! તે સંભારૂંછું કે મારી આંખમાં પાણી આવે છે!"

રામસિંહ—"શું કહો!"

ડોસો—"મને અત્યારે તમે રોવરાવશો, ભાઇશાબ!"

રામસિંહ—"કંઈ, હરકત નહિ કહો."

ડોસો—"બાપજી! સાંભળો, મારા ગામથી દોઢ ગાઉપર એક

ગામ છે. ત્યાંના ઠાકોર બહુ સારા છે. એમનાં ઠકરાણી જરા રૂપાળાં છે, એવી વાત જ્યારથી એમના દુષ્ટ મુગલ સરદારને કાને ગઈ, ત્યારથી તે જંપીને બેસતો ન હતો. હમેશાં કાવતરાં કર્યા કરતો હતો. હતો. એક દિવસે ઠાકોર કંઈ કામસર આઠ દસ ગાઉ દૂર એક ગામ હતું ત્યાં ગયા, આ લાગ જોઈ ઠકરાણીને પકડી લાવવાને એણે પચ્ચીસ મુગલ સિપાઈઓનું ધાડું મોકલ્યું. એમણે આવીને દરબાર ઘેરી લીધો! ઠકરાણી માંહે બેઠાં બેઠાં અગીયાર વરસની એક દીકરી હતી, તેને કંઈ શીખવતાં હતાં; બીજા બધા રજપૂતો ઠાકોરની સાથે ગયા હતા. એકજ જણ અહીં હતો. તે સાગો થયો, તેને ત્યાં ને ત્યાંજ ઠાર કર્યો! ઠકરાણીને ગાડીમાં બેસવાનું કહ્યું. શીર જાય તો ભલે, પણ તેમ કરવાનું તેણીએ ના કહ્યું. એટલે બે જણે ઉચકીને તેમને ગાડીમાં નાંખ્યાં!! બાપજી! શુદ્ધ, પતિવ્રતા ક્ષત્રાણી-પર દુષ્ટ મુગલોનો જુલમ!! અરે! પણ પેલી દીકરીની ચીસોથી વળી બધું ગામ ત્રાસ ત્રાસ પામી ગયું. પોતાની માને રડતી જોઈ દીકરી બૂમો પાડી રોવા લાગી. ગાડીમાં પેસવા લાગી, તેને એક સિપાઈએ આવી ખસેડી મૂકી!! પછી મોટે સાદેથી રોતી રોતી બોલવા લાગી કે "હે મારી મા! તારી શી વલે?! તું ક્યાં જઈશ? મને મુકીને તું ક્યાં જાય છે?! અરે!! ઓ મા! આપણ ક્યારે પાછાં મળીશુ?!! માડી! તને આ બધા મારી નાંખશે?! અરે, મા! આ ગાડી દોડે છે તે હું ક્યાં આવી મળું?! ઓ ભાઈ, બાપુ! મારી માનું મોં એક વખત પાછું જોવા દો! ઓ મા! આપણ પાછાં નહિ મળીએ?! તું પાછી અહિં નહિ આવે?! ઘેર આવી

મારા પીતા મને પૂછશે તો શો જવાબ દઇશ?!"

આમ બોલતી બોલતી એ દીકરીએ બેભાન જેવી થઈ ત્યાં-જ પડી રહી! પણ બાપજી! જ્યાં પાપનો ઘડો પુરેપુરો ભરાય એટલે ફુટે. આ બધા ગામમાંથી નીકળ્યા, એટલામાં સામેથી ઠાકોર આવતા હતા, તેમને એકદમ ખબર મળી, એટલે ગામને પાદરે યુદ્ધ થયું. તેમની સાથે વીશ ક્ષત્રીઓ હતા. આઠ દસ મુગલ સિપાઇઓને તો ત્યાંને ત્યાં તુરતજ કાપી નાંખ્યા! ગાડીવાળાએ ગાડીને બહુ દોડાવી પણ ઘોડાના પગમાં તરવાર મારી ગાડી ઉભી રાખી. બાકીના મુગલો નાસી ગયા. ઠકરાણીને લઇને ઠાકોર પોતાની લાજ રહી તેથી હરખાતા હરખાતા ગામમાં પેઠા. પણ મુગલોની બીકે હવે સહકુટુંબ બીજા ગામમાં જઈ છાના રહ્યા છે."

ડોસાની વાત સાંભળતી વખતે રામસિંહના મુખપર કોઈ વખતે ક્રોધ, અને કોઈ વખત દયા આચ્છાદાન કરી દેતી. તેના ચકચકીત ભવ્ય કપાળપર પ્રસ્વેદનાં બુંદ, સાયકાળ સમયે પ્રકાશિત તારાઓ એકદમ નજરે પડે છે, તેમ પેદા થયાં. પોતાના સ્વદેશીઓને દુખ દેનાર યવનપરનો રોષ સુચવતો તેનાં નેત્રોમાં અગ્નિદેવે આવી વાસો કર્યો હોય એમ જણાયું. પોતાના સ્વદેશી બંધુઓપર મ્લેચ્છનો જુલમ સાંભળી તેનું લોહી વેગથી વહેવા લાગ્યું. જુસ્સામાંને જુસ્સામાં તે બોલવા લાગ્યો. "ડોસા! પરમેશ્વરે શો વખત આણ્યો છે?! મારા સ્વદેશી મિત્રોને દુઃખમાં જોઇ મારી ધીરજ રહેતી નથી. હવે મારી વિજયી તરવારને વધારેવાર કાટ નહિ ચડવા દઉં! એ દુષ્ટો હાલ મારી નજરે ચડે તો એમના પાપનું

ફળ એકદમ ચખાડી દઉં એવું મારા હાથમાં આ વખતે બળ આવ્યું છે. અરે દુષ્ટો! હજી કળિકાળ બરાબર આવ્યો નથી ને પેહેલાં પતિવ્રતા ક્ષત્રાણિયોની આબરૂ લુટવા તૈયાર થાઓ છો?! મારા હાથમાંથી ક્યાં જવાના છો?! તમારાં માથાં રણક્ષેત્રમાં રખડાવવાના રૂડા દિનની રાહ જોઇ રહ્યો છું! મારી તરવાર દેવી તમારા લોહીની તરસી, તમારામાંના સહસ્ત્રોના ભોગ આપતાં પણ સંતુષ્ટ થશે નહિં! ઇંદ્રપુરી જેવા અણજીતપુર શહેરમાં તમારો અશુદ્ધ પગ વધારે નહિ ટકવા દઉં! અસલથી સ્વર્ગના જેવાજ સુખમાં ઉછરેલા મારા દેશી બંધુઓને પ્રાણાંત લગી દુઃખમાં નહિ રહેવા દઉં! પ્રભુ! એમને સુખી કરો.!"

ડોસો કહે "પેલું સામું મારૂં ખેતર દેખાય."

રામસિંહ "ડોસા! ત્યારે તમે જાઓ."

ડોસો "આપ આમ ક્યાં સૂધી જશો?"

રામસિંહ "હું લાલપુર થઇને પાધરો અણજીતપૂર જવાનો છું."

ડોસો "લાલપુર તો અહિંથી અડધો ગાઉએ નથી. પધારજો, બાપજી, ત્યારે; તમારૂં સારૂં થજો! વળી આવતે જતે પધારશો તો અમારાથી બનતી સેવા બજાવીશું.

ડોસાના ગયા પછી બહાદુર રામસિંહ ઘોડે ચાલ્યો ને વેકરી નદી ઓળંગી કે લાલપુર ગામ આવ્યું. અહિં ક્ષત્રીઓની વસ્તી ઝાઝી હતી. તેમાંના કેટલાક ઘેર હતા. થોડા લડવાને અશક્ત હતા ને બીજા કેટલાક યુદ્ધમાં મરણ પામેલા હતા. રામસિંહ અહિં આવ્યો ત્યારે એક જણને આંગણે વીશ–પચીસ રજપૂતો અફીણનો કસુંબો કહાડી એક બી-

જાને આપતા હતા. રામસિંહને આવતો જોઇ, તેઓના મોડા ઉ-પર હર્ષ અને અચંબો બે દેખાયાં. આદર સત્કાર સાથે રામસિંહને બેસાડયો. ને તેના મોડામાંથી શું શબ્દો નીકળે છે તે સાંભળવાને બધા ટમટમી રહ્યા. રામસિંહે પાધરૂં બોલવું શરૂ કર્યું.

બહાદુર ક્ષત્રિ વીરો ! ભર્તભૂમિનાં ભવ્ય મેદાનોમાં વિજય વર્તાવી, જશના ડંકા વગડાવી, શત્રુ સૈન્યમાં ઝંપલાવી દેશને આબાદ રાખી, પોતાની મહત્વતા વધારતા, એવા બહાદુર ક્ષત્રિઓના પુત્રો! તમારા શૌર્ય—પરાક્રમને, આપણી પવિત્ર જન્મભૂમિ–અણુજીતપુર મેળવવાને માટે એક વખત પુનઃ સજીવન કરવું પડશે? તમારા બાણુના ટંકાર એક વખત ફરીથી થવા જોઇએ છીએ. રિપુ સૈન્યનાં મસ્તકો છેદી નાંખવાને એક વખત તમારી ચળક ચળક થતી તરવાર, તમારા સ્વદેશના રક્ષણાર્થે તમારે લેવી પડશેજ! સ્વતંત્રતાના સુખથી મળત્તી મઝાનો વિચાર જરા તમારાં અંતઃકરણમાં ચેતન થવો જોઇએ છે! માટે હું અહિંથી અણુજીતપુર જઇ, આવું તેટલા વખતમાં તમે તમારાથી બને તેટલું સૈન્ય ગામડાંમાંથી તૈયાર કરી રાખજો."

ક્ષત્રિયો—"આ સાંભળી, અમને આનંદના ઉભરા આવે છે. અમારો પાછો ઉદય થશે એવી આશા આપના પ્રતાપે આજ થઇ. આપની ઇચ્છા પ્રમાણે વર્તી અમારો ધર્મ બજાવવાને અમે કેમ ચુકીશુ? લગભગ બે હજાર માણસ આ આસપાસનાં ગામડાંમાંથી થઇને થશે, તે વિના બીજાં પરચુરણ કેટલાંક આવશે. આપનો હુકમ થશે કે તરત તેટલાં યુદ્ધ માટે તૈયાર કરી રાખીશું.

પરમેશ્વર આપણને બધાને સહાય થાઓ! અને મહારાજા કિશોર-સીંહને દીર્ઘાયુષી કરો!

રામસિંહ—"શાબાશ! બહાદુર નરો! તમને ધન્ય છે! હવે મને અણજીતપુર જઈ શત્રુઓમાં કેવી રીતે ચાલે છે, તે જોઈ આવવા દો. મને આવતાં વાર નહિ લાગે. ત્યારે, હું જાઉછું, તમે તમારી તૈયારીમાં રહેજો."

ક્ષત્રિયો—"આમ પધાર્યા એટલામાં ચાલ્યા જાઓ, એ આપને છાજતું નથી. જો કે ઉતાવળ છે તોપણ ભોજન કર્યા પછી પધારો."

રામસિંહ—"જ્યાં સુધી મારૂં ચિત્ત શાંત થયું નથી. ત્યાં સુધી મને એવું કશું ગમવાનું નથીજ. મારી પાસે કોઇ ખાવાનું સાથે રાખેલું છે તે ખાઇશ માટે મને કૃપા કરીને જવાદો. પણ યાદ રાખજો, તમે તૈયારીમાં રહેજો. બસ! હવે હું જાઉંછું."

આટલું બોલી આ બહાદુર નરે આ ગામ છોડયું લશ્કર આ ગામમાંથી લગભગ બે ત્રણ હજારનું થશે, એ જોઈ તેનું મન જરા પ્રફુલ્લિત થયું. હવે આગળ અણજીતપુરમાં જઈ કેમ વર્તવું વગેરે વગેરે વિષયપર તરંગો ઉઠાવતો આગળ ચાલ્યો. મધ્યાન થયા એ વખતે નાના સરખા વહેળીઆ આગળ આવ્યો. ઘોડાપરથી ઉતરી સ્નાન કર્યું. અને ઇશ્વર સ્તુતી કરી. પછી પાસે બાંધેલું છોડી ખાવા બેઠો. અડધુંપડધું ખાધું એટલામાં જરા આઘેથી કોઈ માણસની બૂમ જેવું સાંભળ્યું. જીજ્ઞાશાએ તેને તત્ક્ષણ ઉભો કર્યો. પોતે તુરત ઘોડાપર સ્વાર થયો, અને જે બાજુથી બૂમ સાંભળી તે બાજૂએ

ઘોડો દોડાવ્યો. થોડે આવ્યો તો તેણે એક ખેડુતને અને એક મુગલ સિપાઇને જોયો. ખેડુત સિપાઇને કાલાવાલા કરતો હતો, પેલો સિપાઈ તેને પોતાના ઘોડાની આગળ ચાલવાનું કહેતો હતો. રામસિંહ શસ્ત્ર તૈયાર રાખી એકદમ જઈ ચઢ્યો, મુગલ સિપાઈ તુરત આ ભવ્ય ચ્હેરાવાળા ક્ષત્રી સ્વારને જોઈ છક થઈ ગયો. રામસિંહ જઇને બોલ્યો "મુક ! એ નિરપરાધી માણસને કેમ દુઃખ દે છે?"

સિપાઇએ એકદમ ખેડુતને છૂટો કર્યો. છૂટો થયો કે ખેડુત પોતાને રસ્તે પડયો. રામસિંહે સિપાઇને કહ્યું કે "ચાલ્યો જા, અહિંથી એના સામું જોયા વિના હવે. નહિ તો હમણાં—તું જાણે છે, હું કોણછું ? મહારાજા કિશોરસિંહનો મિત્ર રામસિંહ હું ! !" સિપાઇએ "રામસિંહ" શબ્દ સાંભળ્યો કે એના મોડા ઉપર ભીતિ છવાઈ રહી. તેણે એકદમ ત્યાંથી ઘોડાને વેગમાં દોડાવ્યો. પોતાના શૌર્યની પ્રસંશા આટલી બધી મુગલોમાં થાય છે, એવું ધારી રામસિંને બહુ હર્ષ થયો. આ બીકણ સિપાઈની પાછળ તે પડયો નહિ. પેલો તો ઘડીએ ઘડીએ પછવાડે જોતો જોતો ઘડીકમાં દૃષ્ટિમર્યાદા બહાર જતો રહ્યો.

રામસિંહે પેલા ખેડુતને મોટે સાદે બોલાવ્યો. પોતાનો છૂટકો કરનાર—હિતેચ્છુના હુકમની અવગણના કરવી દુરસ્ત નહિ ધારી, તે જરા બીતો બીતો આવ્યો. રામસિંહ કહે "ભાઈ, તમે બીશો નહિં, તમે કોણ છો?

ખેડુત—"ભાઇશાબ ! હું ખેડુત છું."

રામસિંહ—"તમને એ મુગલ સિપાઇઓ હમેશાં દુઃખ દે છે?"

ખેડુત—"અરે બાપજી ! એમના જુલમની વાત શી ? ! એ-

મના આવ્યા પછી કોઇએ સુખે રોટલો ખાધો નથી. ચાબખા મારી કામ કરાવે છે. ખાવાની પણ રજા નથી આપતા ને મજુરી કરાવે છે. ખેતર પાક્યાં તૈયાર થયાં હોય તે વખતે આવી લૂંટી જાય; શેલડીના વાડ પાકે ત્યારે અમારાં માથાં પણ મારથી પાકે, ફળફળાદિ, શાક ભાજી, એ બધું તો એમનુંજ! ગામડાંમાં આવીને પણ સુખે રહેવા દેતા નથી. શું કરીએ? અમારા નસીબમાં સુખ લખ્યું હોય તો અણુજીતપુર શહેરનું રાજજ જાય?!"

રામસિંહ—"તમે આમ ક્યાંથી આવતા હતા?"

ખેડુત—"ભાઇશાબ! બધું કહેવાશે પણ એતો નહિ કહું."

રામસિંહ—"એમ કેમ? એવી કેવી વાત છે?"

ખેડુત—"તમે મહારાજા કિશોરસિંહનું ભલું ઇચ્છો છો? એ કહો."

રામસિંહ—"હા; હા. હું ક્ષત્રી છું કહો."

ખેડુત—"જુઓ, ભાઇશાબ, આપણા પ્રતાપી મહારાજા કિશોરસિંહના માનીતા મિત્ર રામસિંહ, કરીને હતા, એમને બન્નેને કંઈ સહેજ વાતમાં અંટસ પડયો હતો, તેથી તે (રામસિંહ) ત્યાંથી ક્યારના જતા રહ્યા છે. એમનો પત્તો નથી. એ હોય તો રૈયતને આટલું દુ:ખ પણ ન પડે. એમનાં પત્ની, તથા એમના પીતા, માતા, વગેરે બધાં એમના (રામસિંહના) સાસરાને ઘેર છે, કારણ કે અણુજીતપુરમાં રહે તો, તેમને તુરત પકડી કેદ કરે; ઘેરથી મને એક પત્ર આપી મોકલ્યો છે. મારી સાથે બીજા પણ ઘણાએ શોધ કરવા ગયા છે. હુ પણ ઘણા દિવસથી બધે ફરૂં છું પણ પત્તો લા-

ગતો નથી. કેમ ભાઈ! તમે કંઇ બતાવશો,?"

રામસિંહ—"અહો!! પ્રભુ!!! એ રામસિંહ તે હુંજ!!! ભાઈ! એ અભાગિયો હુંજ છું! તમે રખડ્યા તેટલી તમારી મહેનત બર આવી છે. ઠીક! બોલો ભાઈ, ઘેર બધાં સુખી છે?"

ખેડુત—"અરે! પરમેશ્વર! આપ પોતેજ રામસિંહ! અને આપેજ મને પેલા દુષ્ટ મુગલ પાસેથી છોડવ્યો! આપની કાંતિમાં સહજ ફરક પડ્યો છે. અને પોશાક તો આપે જાણીનેજ બદલ્યો છે, એટલે હું આપને શી રીતે ઓળખું?! વળી આપને જોયાને પણ કેટલા બધા દિવસ થઈ ગયા! હશે, ભાઈ સાહેબ, ઘેર બધાં સુખી છે, વરસાદની પેઠે બધાં આપની વાટ જુએ છે, અને આ પત્ર લ્યો.

રામસિંહ—"અહો, મારી પ્રિયાના અક્ષર છે! મને અહીં નિરાંતે બેશી વાંચવા દો."

"શ્રી ક્ષત્રીકુળદીપક, પ્રતાપનિધી, સુખનિધાન, હૃદયને વિષે હમેશ હાજર છતાં પણ, દૃષ્ટિમાંથી અન્તર્લીન થઈ, અહોનિરંતર સ્મૃતીમાં રહેતા એવા, પ્રાણપતીના પાદામ્બુજમાં, હું—આપની શુભેચ્છક, વિરહાનળથી વિહ્વળ ચીતવૃત્તીવાળી કિંકરી, સાષ્ટાંગ પ્રણામ સાથે ઉચિત શબ્દોમાં વિનંતી કરવાની આજ્ઞા લઉં છું. પ્રાણપત્તિ! આપના સ્થળથી કે સ્થાતિથી અજ્ઞાન હોવાથી, મારા તેમજ આપનાં માતા પિતા વગેરે બીજાં સગાં સહોદરના મનમાં કેટલો પરિતાપ થતો હશે, તેનો કંઈ ખ્યાલ આપના પવિત્ર મગજમાં આવતો હશે? ભાઇબંધ હોય ને હળી મળીને રહે નહિ, બાઇ હોય ને એકેકને મદદ ન કરે, એ પ્રવાસીઓ એકેકથી અબોલા રહી ચા-

લે, તેમજ દંપતી એક બીજાની સાથે સદા સહી, પરસ્પર સમાગમ સુખનો લાભ ન લે તો પછી તેમનું જીવિત શા કામનું? આપના પવિત્ર મુખમાંથી નીકળતી વખતે જે દીલાસો દાયક શબ્દો નીકળ્યા હતા, તે પાછા આપની સ્મૃતીમાં આવી, આપને ઘર તરફ પગલાં ભરવાની ચેતવણી નહિ આપતા હોય?

પ્રાણનાથ! એક સમયે પુર્ણિમાની રાત્રે ચંદ્ર મધ્ય આકાશમાં ચકૂચક્ થતો ધીમેથી સરી જતો હતો, તે વખતે અગાસીમાં આપણ બન્ને પ્રીતિથી ભરપુર વાણી વિનોદમાં ચકચુર થતાં બેઠાં હતાં, તે પ્રસંગે આપનીચેનો વસંતતિલકા છંદ બોલ્યા હતા તે સાંભરશે?

નારી વિના ન દુખ અન્યનિવાર નારી,
છે નારી પ્યારી સહુથી બહુ સુખકારી;
આનંદ દાયી પ્રિતિપાન પિવાડ નારી,
મેલાય કેમ છૂટિ પ્યારી! તું દુઃખહારી?!

આ શબ્દ ઉચરતાં, પ્રીતિ રસના નિશામાં, આપે ભૂત ભવિષ્યનો કંઈ પણ વિચાર કર્યો હતો? પોતાનાજ વચનનું ઉલંઘન કરી, આપની પત્નીને પીડા પમાડી, આપ કેટલા બધા ઠપકાને પાત્ર થયા હશો? હજારો લોકો આપને સ્વદેશી દુઃખભંજન અને દયાળુ કહે છે, અને મારે નિર્દય કહેવાનો સમય આવશે? હવે વધારે લખી આપના પ્રેમાળ અંતઃકરણમાં વધારે અસર કરવાનું ઇચ્છિતી નથી; પણ આ પત્ર વાંચતાં આપની દર્શનાતુર દાસીને દર્શન દઈ કૃતાર્થ કરશો. એજ."

પત્ર વાંચતો હતો તે વખતે રામસિંહના મુખપર ઉદાસીએ

આચ્છાદન કર્યું. ઘડીભર વિચારમાં ને વિચારમાં તે ઉભો રહ્યો, એટલામાં પાસે ઉભેલા પટેલે કહ્યું કે "ભાઈસાહેબ! દિલગીરિ કરવાનું શું કારણ છે? આજ નીકળીશું તો કાલ તો ઘેર પહોચીશું. કયે રસ્તે થઇને જઇશું તો વહેલા જવાશે?"

રામસિંહ—"અરે, ભાઈ! ઘેર જવાની ક્યાં વાત કરો છો?!"

પટેલ—"કેમ! ભાઈ સાહેબ! મારા સારા નસીબે મને મળ્યા ને, જો ઘેર ન આવો તો મારા શા હાલ કરે?"

રામસિંહ—"હું પછીથી આવવાનો છું, એટલે શી હરકત છે?"

પટેલ—"અરે! બાપજી, મને કેટલો ઠપકો આપે?!"

રામસિંહ—"એતો હું એક કાગળ લખી આપું છું, એ જોઇને તમારૂ નામે કોઈ નહિ લે. બેસો હું લખી આપું છું."

પટેલ—"ભાઈ સાહેબ! પણ મને બહુ ઠપકો દેશે."

રામસિંહ પત્ર લખતો હતો, તે વખતે પટેલના મનમાં બહુ વિચાર આવવા લાગ્યા, તેને લાગ્યું કે "અહો પ્રભુ! મોટા માણસો સુખી શેના? જેમનાં નામ મોટાં એમનાં દુઃખ પણ મોટાં હોય છે. શી કરતારની ખુબી છે! આવા મોટા માણસને આમ જંગલમાં રખડવું પડે છે! એમને ઘેર કંઈ પૈસાની ખોટ છે? વળી આટલી બધી વિપત્તીમાં છતાં પણ તેમનું ધૈર્ય અને હિંમત કેટલી છે? ધન્ય છે આવા પુરૂષને; પ્રભુ! મારા જેવાને આવું દુઃખ પડે તો જીવાયજ નહિ"

પટેલ આવા વિચારમાં હતા, એટલામાં રામસિંહે તેમને બોલાવ્યા "પટેલ, લો, આ પત્ર; પણ, ઉભા રહો, મને એક વખત

પાછો વાંચી જવા દો.

"પ્રાણથી અધિક પ્રિયા! તમારો પત્ર મને મળ્યો છે, મારૂં સ્થળ આજ અહિં તો કાલ ત્યાં એમ હાલ છે. મારી સ્થીતિ—તથા તંદુરસ્તી સારાં છે. તમારી પ્રીતિ મારા હૃદયમાંથી ખસી નથી. મારા બોલેલા શબ્દો પણ ભૂલી નથી ગયો, પણ જ્યાં ઇશ્વરે આપણી આવી સ્થીતિ નિર્મિત કરી મુકેલી ત્યાં કોઈ શું કરે? હશે, કાયાનો વિયોગ પણ કંઇ મનનો વિયોગ છે?

તમે અજાયબી પામશો કે હું તમારો પત્ર વાંચીને ત્યાં આવ્યો કેમ નથી. પણ નહિ આવવાનું એક સબળ કારણ છે, મારા પ્રીય મિત્ર—રાજા હમણાં કેદમાં નથી પણ એક નિર્ભય સ્થળે છે. હવે ગમે તેમ કરી, સૈન્ય એકઠું કરી યવનોને કહાડી, મારા પ્રીય મિત્ર મહારાજા કિશોરસિંહને, રાજની પુનઃપ્રાપ્તિ થયલી જોઇશ, ત્યારે મારૂં ડગતું મગજ ઠેકાણે બેસશે. આ, સ્વભૂમિ પ્રાપ્ત કરવાનું શુભ કર્મ છોડી દઇ તમારો મેળાપ કરવા ત્યાં આવું એ તમે ઉચિત ધારો છો? આ કામમાં હજારો સ્વદેશીઓનું કલ્યાણ થવાનું, તે છોડી દઇ તમારી પાસે હાલ શી રીતે આવું? આપણા ગાઢ સ્નેહ તરફ વિચાર નહિ દોડાવતાં, નિષ્પક્ષપાતે તમે વિચાર કરો, કે હું તે પહેલો જન્મભૂમિ મેળવવા પ્રયત્ન કરૂં કે પ્રિયા મેળવવા આવું?! લક્ષવસા, હું કહું છું કે જન્માભૂમિનું શ્રેય હાલ પહેલું ઇચ્છવાની જરૂર છે, તમારા મનમાં ઉદ્વેગ લાવવાનું કારણ નથી. તેમ છતાં મને અવકાશ હશે, તો હું આવીશ. તમે ઇશ્વરની પ્રાર્થના કરતાં રહેજો કે, હે કૃપાનાથ! આપણા સ્વદેશી બંધુઓને સ્વ-

દેશ ભૂમિનું રક્ષણ કરો !

મારાં માતા તથા પીતાને મારીવતી ઘણા હેતથી બોલાવજો, અને તેમને મારા સમાચાર કહેજો. સ્વદેશભૂમિની યોગ્ય પક્ષ કરી છે, તેથી પ્યાર ઘટયો છે એમ ધારી, નિર્દોષીનો દોષ કહાડશો નહિ."

રામસિંહ—"ભાઇ, પટેલ, લો આ પત્ર; આપીને કહેજો કે હું ખુશીમાં છું, મારી ફીકર કશી કરશો નહિ, અંદર લખ્યું તો છે."

પટેલ—"ભાઇ સાહેબ! પણ મારી શી વલે થશે તે આપ વિચાર કરતા નથી."

રામસિંહ—"અરે! પટેલ, તમે તો હઠીલા છો, તમારૂં નામ શું ?"

પટેલ—"મારૂં નામ જોઇતારામ પટેલ છે."

રામસિંહ—જોઇતારામ પટેલ! તમે માથાફોડીઆ કેમ છો? મને તમારી ફીકર નથી? મારો કાગળ દેખશે કે તમને કોઇ નહિ બોલે, તમે તમારે કહેજોને કે 'ન આવ્યા તે હું કંઇ તેમને ઉચકીને લાવું ?

જાઓ. હવે, ભાઇ, જાપતેથી જજો."

## प्रकरण १४ मुं.

રામસિંહે મહા મહેનતે બિચારા ભલા માણસ જોઇતારામ પટેલને વિદાય કર્યા. હવે રામસિંહ પોતાના ઘોડાપર ચઢયો. અણુજીતપુર શહેર હવે પાસે હતું. વચમાં ફક્ત એકજ રાત ગાળવી

પડે તેમ હતું. હવે પોતાની જન્મભૂમિ ભણી પગલાં કરવાનાં હતાં. કેવી સ્થીતિમાં શહેરમાંથી નીકળ્યો હતો, તથા કેવી સ્થીતિમાં પાછો જાય છે, એ વિષે જ્યારે તેણે વિચાર કર્યો. ત્યારે ઇશ્વરનું અકળિત ચાતુર્ય તેને જણાયું, તેને વિચાર થયો કે "હમેશાં માણુસની સ્થીતિ સ્થાયી રહેતી નથી. ઇશ્વરે નિર્માણ કરેલું હોય છે તે પ્રમાણે સુખ દુઃખનું ચક્ર ફર્યાજ કરે છે. જે ઠેકાણે મોટાં મોટાં શહેરો હોય છે, અને સોના રૂપાની ટંકશાળો હોય છે, તે સ્થળે કેટલેક વર્ષ વાઘ મારી નાંખે એવું ભયાનક—અઘોર વન બની રહે છે. માણસની સ્થીતિ પણ તેમજ સમજવી. માંસ લોહીના અંદરના લોચાથી ભરપુર રહી, લાલ કમળની ઉપમાને લાયક એવી ત્વચા, ખીલતી જુવાનીમાં દરેક માણસને શોભાવી દે છે, પણ આખા જગતનો વેરી જે કાળ તે તેને પણ કેટલેક વર્ષ કરોચલીવાળી બનાવી દે છે, અને આખરે ધુળમાં મિશ્ર કરી દે છે. એતો જગતના કર્ત્તાની એક અદ્ભૂત કૃતી છે, તેવું સમજનારા લોકો ગમે તે સ્થીતિમાં હોય તોપણ હર્ષ શોચ કરતા નથી."

રામસિંહ પોતાની ગમે તેવી ઉંચી સ્થીતિમાંથી દુઃખદાયક હાલતમાં હતો; તેમ છતાં તેને તે વાતનો શોક ન હતો, તેના મનમાં પોતાની જન્મભૂમિને માટે સ્વતંત્રતા નામનો સુખનો ભંડાર ઇશ્વર પાસેથી ગમે તેમ કરી ઉઘડાવવો એજ હતું.

સાંજે લગભગ સુર્યાસ્ત થયો ત્યાં સુધી તે આમ વિચારમાં ને વિચારમાં ચાલ્યો. અહીંથી એક ગામ હજી ચાર ગાઉ દૂર હતું, તેથી થાકેલા ઘોડાને વધારે ચલાવવો પડે તેથી કોઈ ઝાડ તળેજ

ઉતારો કરવાનો વિચાર કરતો હતો; આ વખતે સૂર્ય, આખા જ-જગનનું રાજ ગયું તેથી, શરમાઇને લાલ થઈ ગયો હતો, પણ તેની ઉપર પણ કાળ ચક્ર ફર્યા કરતું હતું, અને એવા મોટા વ્યો-માધિપતીને પણ ઘડીકમાં રાજપાટથી દૂર કર્યો! ચકલાં, કાગડા, કાબર વગેરે પક્ષીઓએ પણ એક અવાજથી પોતાનો શોક જાહેર કર્યો. પોતાના પતીને ગયો જોઈ એકદમ રાત્રીએ કાળો પોશાક ધારણ કરી દીધો. સમુદ્ર પણ, આવા આવા મોટાને પણ ચ-ડતી ને પડતી અસર કરે છે, તો મારૂં શું થશે એવું ધારી, વિચારમાં ને વિચારમાં ગરક થઈ ગયો હોય તેમ પોતાનો બકવાટ કરતો બંધ પડયો. જંગલનાં ઝાડો પણ બીજી રીતે પોતાનો શોક જાહેર કરવાને અશક્ત હોવાથી પોતાના ખોરાકમાં તેઓએ ફેરફાર કીધો! * પોતાનો પ્રતાપી રાજા જવાથી અતિશય શોકથી જાણે મૂર્છા આવી હોય તેમ દુનિયાપરનાં બધાં માણસો અને પક્ષીઓ નિદ્રાવશ થયાં. ફકત સત્ધર્મપક્ષ સિવાય સર્વત્ર અંધારૂ પ્રસરી રહ્યું. રામસિંહપર તથા તેના ઘોડાપર પણ અંધારૂં થયુ. રામસિંહને આ દુનિયાના ચમત્કારીક દેખાવો જોઇ જરા ગમત મળી. આવી અલૌકિક જગ્યામાંજ ઉતારો કરવાનું ધારી ઘોડા ઉપરથી ઉતર્યો. પાસે પડેલાં ડાંખળાં ઇત્યાદી એકઠાં કરી, જામગી તથા દારૂની મદદ વડે અગ્નિ દેવને આમંત્રણ કર્યું, તે તેમણે સ્વીકાર્યું. અજવાળું થયા પછી ઘોડા ઉપરથી ઉતરી તેનાપર હાથ ફેરવ્યો, અને એક

* ઝાડો દીવસે જે જાતનો "ગ્યાસ" લે છે તેથી રાત્રે ઉ-લટોજ લે છે.

ધોતીયું પાથરી નીચે બેઠો. પાણીનો ભરેલો લોટો મોઢું બાંધી યુક્તિથી સાથે રાખેલો હતો, તેથી પાણીની શોધ કરવા જવું પડે તેમ ન હતું. ભાતું છોડી પોતે ખાવાનો તથા ઘોડાને ખવરાવવાનો વિચાર કર્યો. પણ જુએ છે તો પોતાનું ખાવાનું બચકું દીઠું નહિ ! ! શું કરે ? લાચાર. તેના મનમાં વિચાર થયો કે હું વસ્તીમાં હોત તો હરકત નહિ, પણ આ ઠેકાણે કોઈ માણસ જાત નથી. થોડે સુધી જોઇ આવ્યો પણ કંઈ જડયું નહિ, તેથી નિરાશ થઈ પાછો આવી બેઠો. જાણે ખાવાનું માગતો હોય તેમ દયા ઉપજાવે તેવી રીતે ઘોડો તેના મોઢા સામુ જોવા લાગ્યો.

રામસિંહથી વધારેવાર રહેવાયું નહિ તેથી બોલ્યો "અહો ! પ્રભુ, તેં મને બીજું ગમે તે દુઃખ પાડયું હોત તે હું સહન કરત, પણ અન્ન વિના આ આખી રાત કેમ જશે ? આ બિચારૂં વાચા વગરનું પ્રાણી શું કરશે ? હશે, એતો કદાચ વનસ્પતી પણ ખાશે. પણ હું આ જંગલમાં ઉપાય શો કરૂં ? કેરીઓની પણ રૂતુ નથી, નહિતો એ ફળોથી પણ પેટ તો ભરાય ? ! વળી આ વર્ષા રૂતુનાં વાદળાં ઉપર તૂટી પડશે તો અહિં શો ઉપાય ? કોઈ નિર્ભય સ્થળે વેળા છતાં ગયો હોત તો કેવું સારૂં ? ગમે તેટલા પૈસા હોય પણ આવે સમયે શું માણસ તેને કરડે ? મારી કોટમાં આ દસ હજારનો મણકો છે તેની કોઈ હાલ બે રોટલીઓ આપી મારી ક્ષુધા નસાડે છે ? ! તાવની પીડા હોય તો તેજ લઈ જાય છે. મારની પીડા હોય તો થોડું લોહી જતું રહે છે, પણ ક્ષુધા પીડામાં તો પ્રાણનો નાશ થાય ! હશે, ઈશ્વર, તારી જેવી ઈચ્છા."

આમ વિચાર કરી ઘોડા સામી દૃષ્ટિ કરી દયામણે મુખે તાપતો બેઠો. આ વખતે કોઈ પણ પ્રકારે કંઈ આહાર માટે મેળવવું એ વિષેના વિવિધ તરંગ ઉઠાવવા લાગ્યો, પણ પોતાના ઉપર ઇશ્વિરનો કોપ હોય તે વખતે સુખની શી આશા? ઘોર અરણ્યમાં ભયાનક અંધારામાં આ તાપણીનું તેજ કેટલેક દૂર પહોંચતું હતું. તાપણી ન હોત તો આ બધું વિશેષ ભયાનક થઈ પડત, કારણ કે થોડા પ્રકાશવાળા તારાઓને પણ, જેમ કોઈ રાજાની સભામાં મોટા વિદ્વાનની વિદ્વત્તાની અદેખાઈ કરી કોઈ મૂર્ખ પોતે આગળ પડી તેની વિદ્વત્તા ઢાંકવા જાય તેમ, વાદળાંઓ તારાની અદેખાઈ કરી, તેઓનો પ્રકાશ પૃથ્વી સુધી પહોંચવા દેતા ન હતા. થોડીવારમાં વાદળાંએ કલહ કર્યો,* અને મારામારી કરી મોટા ભડાકા કરવા માંડ્યા. આ જોઈ તેમની વ્યોમ માતાએ, પોતાનાં બાળોમાં ક્લેશ પેઠો જોઈ ટપટપ રૂદન આરંભ્યું! આભનાં આંસું [૧] રામસિંહની તાપણીમાં પડી તેના સુખનો નાશ કરીને તેના મનમાં અતિશય ઉદ્વેગ આપવા લાગ્યાં, કુદરતી નિયમોમાં પક્ષપાત શી? ઘડીક વારમાં રામસિંહની તાપણી હતી ન હતી થઈ ગઈ. પોતાનાં વસ્ત્ર ભીનાં થવા લાગ્યાં. વરસાદનું ઝાપટું જોરભર ચાલવા માંડ્યું. જે ઝાડ નીચે તે ઉભો હતો તે ઉંચું તથા આછું હતું, તેથી જેમ કોઈ કંજુસનો આશ્રય છોડી કોઈ મહાત્મા પુરૂષનો આશ્રય લે છે તેમ, કોઇ મોટા વૃક્ષની છાયા

* વાદળાં એક બીજાથી અથડાય ત્યારે મેઘ ગર્જના થાય છે.
૧ વરસાદ.

તળે જવાનો વિચાર કર્યો. ઘોડાની લગામ હાથમાં લીધી, અને માથે વરસાદનાં મોટાં ફોરાં પડે તેની દરકાર નહિ રાખતાં, તથા ભૂખની પીડાની સામે થઇ ઇશ્વર સ્તુતિ કરતો આગળ ચાલ્યો. થોડે ગયો કે તેને માલમ પડ્યું કે ઇશ્વરે મારી અરજ સાંભળી ખરી, કારણ કે એક વિશાળ વડનું ઝાડ તેણે જાયું. એની નીચે જઇ ઘોડાને ઉભો રાખી, પોતે ઇશ્વરનું સ્મરણ કરતો ઉભો રહ્યો. વરસાદ વધતો ગયો, ગગનમાં મેઘ ગર્જનાનાં મોટાં નગારાં વાગવા લાગ્યાં. પવન પણ સુસવાટાબંધ ચાલ્યો. વિજળીના ચમકારા તથા કડાકાથી કાચા પોચા માણસનું હૃદય ફાટી જાય એવું બન્યું. પૃથ્વી-પરનાં જળાશયોમાં અમીવૃષ્ટીની પેઠે વરસાદનાં બુંદ ટપટપ પડવા લાગ્યાં. નાનાં નાનાં ખાબોચીયાંમાં દેડકાં નિરન્તર ડેં ડેં કરતાં હતાં. આવે સમયે સ્વદેશીઓને દુઃખમાંથી છોડવવાને ઉત્સુક, ગમે તેટલી આફત આવી હોય પણ ડગે નહિ એવો, બહાદુર રામસિંહ, ક્ષુધાના, પ્રાણ લે એવા મહા રોગથી પીડાતો ઇશ્વર સ્તવન કરતો, વડના વૃક્ષ નીચે પોતાના ઘોડાને ઝાલી, દુઃખદાયક સ્થીતિમાં ઉભો હતો. અહીં તેને ઉભો રહ્યાને ઘડી થઇ નહિ એટલામાં, પવનના જોરથી વડનું એક મોટું ડાળું કડકડ થઇ નીચે પડ્યું. રામસિંહે ઘોડાને સાવચેતીથી આ જીર્ણ થયેલા વૃક્ષની નીચેથી લઇ લીધો; હવે આશ્રય સ્થાન કોઇ રહ્યું નહીં, તેથી બધાં કપડાંને શરીર ભીંજાવા લાગ્યું. ટાઢથી શરીર થર્થર્ કાંપવા લાગ્યું. મહાત્મા પુરૂષોને શું દુઃખ નથી પડતાં? મોટાં કામ માથે લેનારને પહેલાં ભાગ્યેજ સુ-ખની પ્રાપ્તી થાય છે, પણ જે દુઃખો પડે તે સહન કર્યાથી કાર્ય

સિદ્ધી સમયે તેમને એક અનુપમ આનંદ પ્રાપ્ત થાય છે. ઇશ્વરની આરાધના કરતો રામસિંહ નિડર રહી, દુઃખને નહિ ગણકારતાં આગળ ચાલ્યો.

વરસાદ જરા ધીમો પડ્યો હતો. ઘોડાની લગામ હાથમાં રાખી આ અંધકાર ભરેલી ભયાનક જગ્યામાં, ક્યાં જવું છે, એનો કંઇ પણ વિચાર કર્યા વિના એણે જેમ તેમ ચાલવા માંડયું. એટલામાં પગ લપસી જવાથી ધબ લઇને એક ખાડામાં પડ્યો! ઘોડાની લગામ સરી ગઇ. પોતાના ધણીને મદદ કરવાને અશક્ત હોવાથી દિલગીર દેખાતો ઘોડો પાસે ઉભો રહ્યો. બેળે બેળે રામસિંહ ઉઠ્યો. કમ્મરમાં જરા આંચકો આવ્યો હતો, તેથી એકદમ ચલાયું નહિ. ઘોડાના પગ પાસે બેઠો. હવે તેનાથી રહેવાયું નહિ. જેમ જેમ દુઃખો સાંભરતાં ગયાં તેમ તેમ આંખોમાંથી દડદડ આંસુ ટપકવા લાગ્યાં. હવે કેટલી હિમત રાખે? પોતે જે ધારણાથી નીકળ્યો છે તે પૂરી થતા પહેલાં આ નકામાં નડતર તેને બહુ દુઃખદાયક થઇ પડયાં.

અંતે આ બહાદુર નરને, પણ વિલાપ કરવો પડયો:—

* આ શી દશા મારી થઈ, વિધી વસમીરે.
હાય ભૂખથી નહિ રહેવાય; ,,
અન્ય દુઃખો હું સહન કરૂં, ,,
આ તો લાગે છે પેટમાં લા'ય. ,,
પ્રાણ ત્યાગ કરી છુટું, ,,

* "પછી હંસે માંડયો વિલાપ, પાપી માણસરે." એ રાગ.

પણ દેશી તણું શું થાય? ,,
આ વનનાં વનચર તણી, ,,
મને લાગે ન બીક જરાય. ,,
પણ મનચિંતાથી તન તપે, ,,
હાય, તેથી આ કાય સુકાય; ,,
ધિક! વિધાતા! વિપત પડી, ,,
લીધી શક્તિ હરી મુજ સર્વ. ,,
દેવ શું કોઈ મળ્યો નથી, ,,
જેણે તારો ઉતાર્યો ગર્વ? ,,
અનંગને ગંગધર મળ્યા, ,,
તેમ કોઈ નથી તુજ શીર? ,,
ગર્વાનથા મોટો છે તુંથી, ,,
ભડ ઉદ્યમ એક અમીર; ,,
વિધી વિશ્વાસે પડ્યા રહે, ,,
બાયલા સઘળા મુજ વીર. ,,
બહુ તુજથી ડરવું નહીં; ,,
કરવો શ્રમ રાખી ધીર. ,,

**રાગ રામશ્રી.**

અવધી કીધી વિધી તેં હવે, આવ્યો છે અંત કાળ;
ભૂખના દુઃખથી પીડિત થઉં; કૃપા કર હે કૃપાળ. અવધી. ૧
સ્વદેશનું દુઃખ કાપતાં, હાય શા થયા હાલ?!
નિર્જન વનમાં હું એકલો, કેમ દેખીશ કાલ? અવધી. ૨

મુજ બંધુઓ દુઃખમાં પડ્યા, એ છે મોટો અનર્થ;
કોણ બચાવવા એમને, થાશે હોય સમર્થ. અવધી. ૩
મરી જઈશ કદી આ સ્થળે, રખડે શબ હોય;
વનમાં અહીં મારૂં કો નથી, કાય શિયાળ ખાય. અવધી. ૪
સા'ય થજો મુજ દેશને, કૃપાળુ કરતાર;
જો જીત પહેલાં મરણ થયું, એક એનો આધાર. અવધી. ૫

બધી અમુઝણ જતી રહી ત્યાં સુધી તેણે વિલાપ કર્યો, પછી આ સ્થળે કોઈ દિલાસો દેનાર નથી એવો વિચાર કરી, જરા સાવધ થઈ બેઠો થયો. ભૂખ કકડીને લાગી હતી. ખરા અંતઃકરણ પુર્વક તેણે ઈશ્વરની પ્રાર્થના કરી, તે પછી તેના ઉપર ઈશ્વર પ્રસન્ન થયો હોય એમ દેખાયું. ધીમે ધીમે વરસાદ તદન રહી ગયો. વાદળાં આકાશમાંથી ખસી, તારાઓને માગ આપવા લાગ્યાં. ધીમે ધીમે આકાશ સ્વચ્છ થતું હોય એમ દેખાયું. એટલામાં શોક કરતા આકાશને જાણે દિલાસો આપવાને આવ્યો હોય તેમ, પારકાના પૈસાથી ભપકો મારનારની પેઠે, પારકો પ્રકાશ લઈ લાવણ્યમય કાંતિ કરી આ જગતનું રાજ લેવા આવનાર, વિયોગી દમાતીનાં પ્રેમળ અંતઃકરણોમાં અનંગનો અગ્રદૂત થઈ પીડા કરનાર, પોતાની ભૂમિપર પારકા જુલમી રાજાનો અમલ થયો હોય તેથી કંટાળી, તેને સજા કરવા માટે એકદમ કોઈ રાજા ચઢી આવે તેમ, પૃથ્વી ઉપર તિમિરના જુલમથી કંટાળી તેનો નાશ કરવા આવેલો સપ્તમીનો ચંદ્ર ક્ષિતીજમાં, ક્રોધના આવેશમાં રકત થતો ઉગતો દેખાયો. રામસિંહે આ જુલમી તિમિર શત્રુ રાજાનો નાશ થયો જોઈ, અને

ચક્રવર્તી મહારાજા ચંદ્રનો રાજ્યાભિષેક થતો જોઇ, મનમાં આનંદ માંની, એ મહારાજાને અભિવંદન કર્યું, તેના બદલામાં મહા કષ્ટમાં પડેલા રામસિંહને રસ્તો બતાવવાને તે સહાય થયો. થોડીકવાર રખડ્યા પછી રામસિંહને રસ્તાની જરા સૂઝ પડી. હવે પાછો ઘોડા પર બેઠો. અને ગઈ આફતને ભૂલી જવાનો પ્રત્યન કરતો, ઇશ્વરમાં મન લીન રાખી આ રસ્તો ક્યાં જશે તેનો વિચાર કરતો ચાલ્યો. થોડીવારમાં તેને માલમ પડ્યું કે ખરેખરા રસ્તાથી તે જુદેજ રસ્તે ચડી ગયો છે. લાંબી નજરે આગળ જુએ છે તો, ચંદ્રના તેજથી પ્રકાશતો એક ડુંગર દેખાયો. બીજો કોઇ રસ્તો આ ઠેકાણે નહોતો. તેથી આ રસ્તે જ્યાં જવાય ત્યાં જવું એમ ધારી આ બહાદુર નર ચાલ્યો, જેમ જેમ ચાલ્યો તેમ તેમ રસ્તો એકજ માણસ ચાલી શકે તેવડો આવ્યો. ડુંગર નજીક આવતો ગયો, તેમ ઝાડી પણ આવવા લાગી. ચંદ્ર જરા ઉપર ચઢયાથી તેનું તેજ વધારે પ્રકાશમય થયું હતું. રામસિંહ ડુંગરની છેક પાસે આવ્યો ત્યારે તેને માલમ પડ્યું કે રસ્તો બે ડુંગરની વચ્ચે ખીણ છે ત્યાં જાય છે. મધ્ય રાત્રી થઈ ગઈ હતી. ચંદ્રનો પ્રકાશ ડુંગરજ ખાઈ જતો હતો તેથી અહિં આવવા પામતો નહતો. આવે સમયે સિંહ, વાઘ અને રીંછ વગેરે ક્રુર પ્રાણીઓની જન્મ ભૂમિમાં પ્રવેશ કરતાં ગમે તેટલો બહાદુર છતાં, રામસિંહ જરા થોભ્યો. આ સ્થળે પણ રસ્તો હોવાથી માણસની આવ જા હશે એમ ભાસ્યું. જીજ્ઞાશાએ તેને અંદર પેસવાને બહુ ઉત્સુક કર્યો. ગમે તેટલો ભય હોય પણ શુરવીર નરોને શું નડે છે? ઝાડનાં સુકાં પાંદડાંમાં

ઘોડાને ચલાવતાં અવાજ કરતો રામસિંહ અંદર પેઠો. સપાટ મેદાનપર ભાગ્યેજ મળે એવાં, ડુંગરનાં વિચિત્ર ઝાડોમાંથી મંદ મંદ પવને આવી રામસિંહની આસના વાસના કરી. પીતા સમક્ષ બેઠેલી સુંદરી પતીને કેટલેક અંતરે કટાક્ષ નાંખે તેવી રીતે, ચંદ્રનાં કિરણો પર્વતને લીધે કોઈ કોઈ વખત રામસિંહપર પડતાં. ઇશ્વરની અલૌકિક રચના નિહાળી ઘડીકમાં આનંદ પામતો, અને ઘડીમાં પોતાની સ્થીતિ તરફ લક્ષ આપી મનમાં ઉદ્વેગ પામતો રામસિંહ ચાલતો હતો, તેટલામાં માણસ જાતનો અવાજ આ રમ્ય જગામાં સાંભળ્યો. આ જોઈ સાનંદાશ્ચર્ય પામી. પોતાનો ઘોડો જરા ઉતાવળે પગલે તે તરફ ખેડયો. આગળ ચાલતાં રાગ તાણી કોઈ માણસ કંઈ બોલતું હોય તેમ સંભળાયું. હવે તો જાણે તે જંગલ છોડી માણસના વાસમાં આવ્યો હોય એમ લાગ્યું. જરા આગળ ચાલી જોતાં એક નાનો રમ્ય કુંડ નિર્મળ પાણીથી ભરેલો જોયો. તેની સામે પર્વતમાં કોરેલું એક નાનું સરખું બારણું દીઠું ! પર્વતમાંથી કોતરી કહાડેલા મહાદેવનાદેહેરાનું તે બારણું હતું. એમાં ઘીના મોટા દીવા બળતા હતા. અને કોઈ વૃદ્ધ મહર્ષિ વેદના મંત્ર બોલતો દીઠો.

રામસિંહ આ જોઈ સ્તબ્ધ થયો, એને લાગ્યું કે આ મહાન્ પુરૂષ તે ઈંદ્રનું રાજ લેવા તપ કરતો હશે, કે આતે કોઈ દેવ પોતાનું બાકી રેહેલું તપ આ વખતે પુરૂં કરે છે, કે પછી હું સ્વપ્નમાં છું.? ઘોડાપરથી ઉતર્યો, એ મહાપુરૂષના કાર્યમાં ભંગ કરવાથી જરા બીક સુચવતે મુખે, બેઉ હાથ જોડી, બારણામાં જઈ "નમો

નારાયણ, મહારાજ!" એમ બોલ્યો.

મહારાજને આશ્ચર્ય લાગ્યું, અને રામસિંહ તરફ ઘણી અજાયબીથી જોઇને બોલ્યો કે "નારાયન, બચ્ચા! યે બખત સબ પશુ પંખી સો ગયે હે, ઔર તુમ ઇહાં કહાંસે આયા? બચ્ચા, ક્યા, કુછ આફત હૈ?"

રામસિંહે પોતાની હકીકત આ ૠષિને નિવેદન કરી. તેણે તુરતજ બદલવાને વસ્ત્ર આપ્યાં. ઘોડાને બાંધવાની જગા બતાવી. કેટલાંક ફળો તથા * કંદમૂળ ખાવાને આપ્યાં. રામસિંહ ખાઇને શાંત થયો. અંતઃકરણમાં તેણે મહારાજનો બહુ ઉપકાર માન્યો. આ તપસ્વી ૠષિએ પણ પોતાનું કામ રહેવાદેઈ, રામસિંહની આસના વાસનામાં થોડો વખત ગાળ્યો, ને પછી એની પાસે બેશી આતુર મોડે તેનું વૃતાન્ત પૂછવા લાગ્યા. રામસિંહે પોતાની યથાસ્થિત હકીકત જાહેર કરી. ને પછી મહારાજને મધ્ય રાત્રિયે આવા અલૌકિક સ્થાનમાં, દુનિયા છોડી દઈ, ઇશ્વરની ભકતી કરવાનું કારણ પૂછ્યું.

મહારાજ—"બચ્ચા! યે સંસાર સબ જૂઠ હે. ઉસમે મૂઢ લોક ક્ષણભંગુર સુખકે લીયે ગોથાં માર રહે હે. કામ ક્રોધ લોભ મોહ ઇત્યાદિ જો મનુષ્ય જાતિકા શત્રુ હે, ઇસકા સેવન કરનેસેં

* હરદ્વાર તરફ કંદમૂળ નામનું મૂળીઉં થાય છે, તેને અગ્નિમાં બાળી ખંખેરવાથી ભાત જેવા દાણા તેમાંથી પડે છે, તે અતિશય સ્વાદિષ્ટ અને ગુણકર્તા હોય છે. બદ્રીકેદાર તરફ જતુ રહેનાર સાધુઓ પોતાનું ગુજરાન ઘણું કરીને એની ઉપરજ ચલાવે છે.

મનુષ્ય ઉસમેં લીન હો જાતા હે, ઔર ફિર ઉસમેં સેં મુક્ત હોના બહોત મુશ્કલ હોતા હે. દુસરા યે હે કે ઇસ જગતમે સ્ત્રી જાતિ જો ઇશ્વરનેં બનાઈ હે ઓ મનુષ્યકુ મોહ પાશમેં ફસા કે નર્ક કે દુસ્તર સમુદ્રમે ધુસડ લે જાતી હે.

ઇસ દુનિયેમે રહેકર મનસેં બૈરાગ ધારન કરના બહોત મુશ્કિલ હે; કયું કે જો મનુષ્ય ઐસા કરનેકો પ્રયત્ન કરતા હે, ઉસ્કુ ઉદર પોષણ કરનેકે વાસ્તે પ્રપંચ કરના પડતા હે; ફિર ઉસ્કા બૈરાગ બહોત દિન ચલતા નહિ હે. ઈહાં હમેરે કિસીકી પરવા નહિ; બચ્ચા! ઇસ ઝરેમેંસે નિર્મળ જલકા પાન કરતે હે, ફળાહારસેં હમારા ગુજરાન ચલા જાતા હે. ઔર અહોનિશ શંકરકી સ્તુતિ કર રહે હે. શંકરકા ભજન સિવાય દુસરા કુછ સત્ય નહિં. જગતકી સબ જંજાલ જૂઠ હે.

**દોહરા.**

મોજ શોખ સબ જૂઠ હે, જુઠ હે સબિ સંસાર;
સત્ય નામ કિરતારકો, યેહિ ઉતારે પાર. ૧
જૂઠા ઝઘડા ચલ રહ્યા, કિસિકા ધન ઘરબાર;
સભી છોડ સાધૂ ભયે, જંગલમેં બસનાર. ૨
ત્રિયા ન અપની તન નહીં, નહીં ભ્રાત ઓર માત;
જોગી જો મનસેં હુવા, સુને નહીં કછુ બાત. ૩

રામસિંહે મહારાજને નમન કર્યું, અને થોડીવાર આમ વાતો કર્યા પછી બહુ થાકેલો હોવાથી જરા સૂવાની રજા માગી. પાંદડાંની કરેલી એક સુંવાળી શય્યાપર રામસિંહને સૂવાનું બતાવ્યુ. આ-

વો આશ્રય મળવાથી તેણે ઇશ્વરનો ને આ મહારાજનો બહુ ઉપકાર માન્યો. બહુ થાકેલો હોવાથી એકદમ નિદ્રા વશ થયો. થોડીવારમાં ઉંઘમાં ને ઉંઘમાંજ, તેની આગળ, એક દીવ્ય કાંન્તીમાન, આંખો અંજાવી દે એવા તેજસ્વી મુખવાળી એક દેવી આવી ઉભી રહી! તેની તેજસ્વી કાંતીનો પ્રકાશ તેની આસપાસ પડવા લાગ્યો. સૂર્યોદય સમયે, માણુસ જાતનાં નેત્રોનું આકર્ષણ કરનાર, સિંદૂર સમો પણ તેથી અધિક ચળકાટ મારતો રંગ, પૂર્વ દિશામાં શોભી રહે છે, તેવા પ્રકાશીત રંગનું જરી યુકત આભરણ, તેના અંગના ગૌર અવયવોને વધારે અલંકૃત કરતું હતું. ઘણે દૂર સુધી તેનો પ્રકાશ પડવાથી તે દેવી જાણે લાવણ્યનુંજ ભુવન હતું. શુક્લપક્ષની અષ્ટમીના ચંદ્રસમા, પણ તેથી અધિક તેજસ્વી ભવ્ય કપાળ વચ્ચે, નભમાં મધ્યાને બિરાજી રહેલા રવિની પેઠે, ચાંદલો ચળકતો હતો. ચંદન વૃક્ષપર સુવાસનાના કુતુહલથી જાણે કંચુકી સહિત શ્વેત નાગ હિંચકા ખાતો હોય તેમ દેવીનો મુકતાહાર સુકુમાર કંઠમાં લટકતો હતો. સૂર્યનારાયણના આગમનથી ખૂશી થઈ ખીલેલા કમળના જેવા એક હાથમાં, હજારો દૈત્યોનાં રક્ત પી સંતુષ્ટ થયેલું ખડ્ગ રાખેલું હતું. હજારો અસુરોને હણવા છતાં તેનો જાતિ સ્વભાવ ક્રૂર નહતો, પણ ભકતપર ભાવના રાખી, ઇચ્છિત ફળ દાતા આ દેવીની આંખમાં જાણે અમીનુંજ અંજન કર્યું હોય તેમ લાગતું હતું. રામસિંહ આ જોઈ સ્તબ્ધ થયો; એકદમ દેવીના મુખમાંથી, પુષ્પ વૃષ્ટી થતી હોય તેમ શબ્દો પડવા લાગ્યા. "જય! જય!! શુરવીર નર! જય! ધન્ય છે તને બહાદુર ક્ષત્રિ પુત્ર! સ્વદેશ શુભેચ્છક ક્ષત્રી કુળ

શિરોમણી રામસિંહ તને ધન્ય છે! તારી સહનશીલતા, અને સ્વદેશીઓનું શ્રેય કરવાની ઇચ્છાથી હું તારીપર બહુ પ્રસન્ન છું. વત્સ! તારો જય થશે. રણસંગ્રામમાં જય મેળવનારા, પુત્ર પુત્રી તુલ્યે પ્રજાનું પાલન કરનારા, અને પોતાની જન્મભૂમિ અને દેશીબંધુઓને માટે પોતાના પ્રાણને નહિ ગણકારનારા, એવા ક્ષત્રીકુળમાં ઉત્પન્ન થયેલા હે શુરવીર નર! તારી કાર્ય સિદ્ધી થશે. રિપુદળમાં તારી હાક વાગશે. પ્રતિપક્ષીઓને ઘેર રડારોળ થશે તારા સ્વદેશી બંધુઓ દુઃખમાંથી છુટશે ને સર્વત્ર તારી કીર્તિ પ્રસરશે."

ઉભય કરથી સંપુટવાળી દેવી સમક્ષ ઉભેલા રામસિંહે તેને નમન કર્યું. ચકચકીત હીરાથી મઢેલી મુદ્રાઓથી શોભી રહેલો હાથ ધીમે રહી, માતાના જેટલા આલ્હાદથી, રામસિંહના માથાપર મૂકી "તથાસ્તુ" કહી દેવી અદૃશ્ય થઇ ગઈ!

મહારાજે વગાડેલા એક ઘંટના ઘોષથી રામસિંહ થોડીવારે નિદ્રામાંથી જાગૃત થયો. તેને બહુ આશ્ચર્ય લાગ્યું. ને તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો. પ્રભાતનો સમય થયો હતો, તેથી તેણે ઉઠી દાતણ કરી, કુંડના નિર્મળ પાણીમાં સ્નાન કર્યું. મહાદેવની પૂજા માટે પાસેના ઉપવનમાંથી કેટલાંક ફુલો લીધાં, અને પૂજા કરી. પછી રૂષિરાજની રજા માગી. તેમણે આજનો દિવસ રહેવા આગ્રહ કર્યો. પણ આજને આજ અણજીતપુર જવાના વિચારથી રામસિંહે માન્યું નહિ, ને મહારાજને પગે પડી તેમનો ઉપકાર માની રજા માગી. જોગી કહે "બચ્ચા! યે મહાદેવકા નામ માહાંકાળેશ્વર મહાદેવ હે. રૂચી હોવે જબ આના."

રામસિંહ ઘોડાપર સ્વાર થયો. તે વખતે સ્વચ્છ આકાશમાં સૂર્ય પોતાના રાજ્યનો પાયો નાંખતો હતો. ઉપવનોમાંનાં સુગંધી ફુલોમાં, તથા અનેક જાતની પર્વતની વનસ્પતીઓમાં થઇને આવતો ઠંડો પવન, રામસિંહની નાસીકા ઇંદ્રીને મગ્ન કરવા લાગ્યો. વર્ષારૂતુ હોવાથી, જમીનપર ઉગેલી ભાત ભાતની લીલોતરીપર, મયુર વૃંદ આમથી તેમ નાચતાં હતાં.આખી રાત શિકાર માટે ફરી આવેલા, નિરપરાધી મૃગ વગેરે પશુઓના માંસથી રક્ત થયેલા મુખવાળા, વનપતીઓ નિર્ભય ઊંઘતા હતા. આગલે દિવસ પારધીઓ જે જાળ મૂકી ગયેલા તેમાં પકડાયલાં સુંદર પીછાંવાળાં અસાવધ પક્ષીઓ, જેમ અજ્ઞાની મનુષ્ય દુનિયાની જાળમાં સપડાયા છતાં મગ્ન રહે છે તેમ, ભવિષ્યની આફતથી અજ્ઞાન હોવાથી ખુશીથી પાંખો ફફડાવતાં મોટી જાળમાંજ કુદાકુદ કરતાં હતાં. આવે સમયે રામસિંહ પર્વતની ખીણમાંથી બહાર નિકળ્યો. થોડેક ચાલ્યો, એટલે રસ્તાની તેને ખબર પડી, હવે રસ્તામાં વિલંબ ન કરતાં અણજીતપુર જઈ તુર્ત પાછા આવી યુદ્ધની તૈયારી કરવી એજ એના મનમાં રમી રહ્યું હતું. મધ્યાનકાળે થોડીવાર ઉતારો કરી ઘોડાને ઉતાવળો ચલાવી સાંજે પાંચ વાગે તે લગભગ અણજીતપુર શહેરની સીમમાં આવી પહોંચ્યો. પોતાની જન્મભૂમિપર મુગલોના જુલમની નીશાનીઓ જોઈ ઘણો ખેદ યુક્ત થયો. જે તળાવપર એ પહેલાં પોતાના મિત્રને મળ્યો હતો, તે તળાવપર મુગલોએ કરેલા શિકારના કકડા જોઈ તેનું લોહી ઉકળી આવ્યું. તેનો જુસ્સો ઉભરાઈ આવ્યો, આંખો રક્ત બની ગઈ. પણ આ વખતે આ સ્થળે પોતાનો ઉભરો દબા-

વી રાખવાનો હતો. પોતાની ભૂમિ આ વખતે પારકી થઈ પડી હતી. થોડીવાર મનને ધીરજ આપી શાંત થયો; પોતાના શરીરપર ભપકાની ચીજો જેટલી હતી તેટલી બધી કહાડી નાંખી, સાધારણ રજપુતનો પોશાક રાખ્યો. શહેર બહાર એક ઝુંપડામાં એક ઓળખીતા ભિલ્લને ઘોડો રાખવા આપ્યો. ને પોતે દરવાજામાં થઈ શહેરની અંદર પેસવા ચાલ્યો.

આ વખતે પોતાની કીર્તિનાં કિરણો સઘળે દેશે પ્રસરેલાં છે એવા, પ્રતાપી રાજાના જવાથી રાજ્યમાં અંધેર ચાલતું હતું.[1] તિમિરના અમલથી ત્રાસ પામી કેટલાક સુપુરૂષો તેનો નાશ કરવાને મિથ્યા પ્રયત્ન કરતા હતા,[2] પણ એકડા વગરનાં મીડાંની પેઠે તેમનો શ્રમ નિષ્ફળ થતો હતો. રામસિંહને પોતાની જન્મભૂમિના હાલ બે હાલ થયેલા અંદર પેસતાંજ માલમ પડયા ત્યારે બહુ ખેદ થયો. સુવર્ણયુક્ત છત્ર પલંગપર, જંગલમાં પત્ર શય્યાપર પડી રહેનાર ગમાર જેમ શોભી રહે, રાજાના કોઈ દીવ્ય મહેલમાં વારાઙ્ગના જેવી વિલાસિનીઓને બદલે, ભિલ્લ કૂળમાં ઉત્પન્ન થયેલી ભૂતડીનું

૧ અણજીતપુરના મહારાજાના જવાથી રાજ્યમાં અંધકાર ચાલતો હતો, અથવા સૂર્યના જવાથી દુનિયાના રાજમાં અંધારૂં થયું હતું, અર્થાત્ સંધ્યાકાળનો સમય હતો.

૨ આકાશમાંના તારા નિસ્તેજ પૃથ્વીને પોતાના પ્રકાશથી સતેજ કરવાને પ્રયત્ન કરતા હતા, પણ ચંદ્ર વિના તેમની મેહેનત વૃથા હતી. અથવા અણજીતપુરમાંના કેટલાક લોકો, શહેરની સ્થીતિ સુધારવા પ્રયત્ન કરતા હતા પણ રાજા વિના તેમ થાય તેમ ન હતું.

ભાન કરાવતી ભીલડી જેમ શોભી રહે, ન્યાયાસને નીતિહીન અને પક્ષપાતી નર જેમ શોભી રહે, તેમ પોતે ઉત્પન્ન કરેલા નિર્મળ મતિના અને પવિત્ર નરોથી દેવ ભુવનને માટે યોગ્ય એવી આ ભૂમિ, તિરસ્કારને પાત્ર એવા નિઘૃણ જનોથી શોભી રહી હતી. પતિ વિયોગથી પીડિત થયેલી કોઈ સ્ત્રીની મુખમુદ્રા ખિન્ન થઈ જાય છે તેમ શહેરમાંની રાજાની સુંદર ઈમારતો નિસ્તેજ થઈ ગઈ હતી. મુગલોથી ત્રાસ પામી વૈશ્ય, શુદ્ર, ઈત્યાદિ વર્ગના લોકો, તેમનાથી બીતા રહી બજારમાં પણ ચાલતા હતા વેપારી વર્ગ, ઉદ્યમને અળગો કરી સાયંકાળથી દુકાનો બંધ કરતા હતા; રામસિંહ અંદર પેઠો તો તેને થોડીકજ દુકાનો ઉઘાડી માલમ પડી. છાકટા થયેલા નિર્લજ મુગલો રસ્તામાં રખડતા જોયા.

જે શહેરમાં સ્વર્ગનું સુખ તો ગણત્રીમાં ન હતું, તેવા શહેરના લોકોની આ અવસ્થા જોઈ રામસિંહ બહુ ખેદ પામ્યો. મનમાં ઉત્પન્ન થતો ક્રોધ સમાવી, બારીકીથી અવલોકન કરતો તે બધે ફર્યો. દેવળોમાં આરતી થતી હતી, તેમાં કેટલાક ધાર્મિક આર્યો પોતાને નિસ્તેજ મોઢે મુગલોના જુલમથી કંટાળી તેમાંથી મુક્ત થવાનુંજ દેવ પાસે માગતા હતા. કોઈ કોઈ સ્થળે યવનો પણ દીર્ઘ અવાજે ભવિષ્યની સ્થીતિ માટે તૈયારી કરી રાખવા, તેમના દેવની સ્તુતિ કરતા હતા. લફંગાઓનાં ઝુંડ ક્વચિત્ નિકળતી આર્ય બાળાઓપર, કૃદષ્ટીથી જોઈ, પોતાના પાપ ઘટમાં થોડે થોડે ઉમેરો કરતા હતા. દારૂના ઘેનમાં પોતાની આસપાસ શું થાય છે તે, મોહ ઘેનમાં પડેલા માણસની પેઠે, નહિ જોઈ શકે એવા કેટલાક

મુગલો રસ્તાપર પડ્યા હતા. કેટલાક અમલદારો, પૈસાના અને સત્તાના લોભમાં, કાવતરાં કરવામાંજ પોતાનો કાળ ગુમાવતા હતા. ક્રુર મનની, કૃત્રિમ ખુબસુરતની આકર્ષક શક્તિથી મુરખાઓને ભમાવી નર્કના અગાધ ખાડાનો રસ્તો દેખાડનાર, બજારમાં મ્હોરમના દિવસોમાં મુસલમાનોએ મુકેલા પાણીના ગોળાની ઉપમાને લાયક એવી, ઈંદ્રિ વારણાના જેવા ગુણ અને રંગવાળી, ગૌરવર્ણી છતાં નાગણ જેવી, ગુણકાઓ, અજ્ઞાની જનોને અંધ બનાવવાના ઇરાદાથી બારીએ બેઠી હતી. નિર્મળમતિનો બહાદૂર રામસિંહ શહેરની આ અવદશા નિહાળતો રાજમેહેલની સ્થાતિ જોવાના કુતુહલથી ચાલ્યો. મ્હેલ આગળ આવતો ગયો તેમ તેમ હજારો ગરીબના લોકોપર પડતો જુલમ જોઈ મનમાં બહુ પરિતાપ પામ્યો. મ્હેલમાં ઝાફરખાં રહેતો હતો; મુગલ સિપાઇઓ ગરીબ લોકો પાસે ગુલામોની પેઠે સોટીઓ મારી બચકાં ઉપડાવતા હતા. આ ગરીબોને કંઈ વૈરભાવને લીધે તે અહિં પકડી લાવ્યા હતા. ઝાફરખાં આ બિચારા નિરપરાધીઓને, મોટા તાડુકા સાથે, તેમના પગ થર થરાવતો પૂછતો હતો. રામસિંહ પેલા વાણીઆનાં દયામણાં મોઢાં જોઇ ગળગળીત થઈ ગયો. એટલામાં એના કમનસીબે એને ફસાવવાનો લાગ લીધો. જે મુગલ સિપાઇ એને જંગલમાં પેલા પટેલ સાથે મળ્યો હતો તેણે તેને ઓળખ્યો, અને એકદમ જાફરખાંને કહી દીધું કે બહાદુર રામસિંહનાં શૌર્યની વાતો તમે સાંભળો છો તેતો આ રહ્યો.

જાફરખાંના મોઢા ઉપર બીક, માન, ને ક્રોધ સાથે અમલ

ચલાવવા માંડ્યાં. આપણા બહાદુર રામસિંહને તો એ વખતે શા વિચાર ચાલતા હશે, એનો વિચાર કરવાનું પ્રિય વાંચનારને સોંપું છું. સાથે, તરવાર ગુપ્ત રાખેલી હતી. પણ આખા જંગલમાં અગ્નિ લાગે ત્યાં પાણીનું એક બિંદુ શું કરે? જાફરખાંએ એકદમ હુકમ કર્યો કે "હમણાં એકદમ કેદમાં લઈ જાઓ. પછી વિચાર કરીશું." રામસિંહના મનમાં અનેક તરંગો ઉપજ્યા. તેના હાથમાં ઘણુંએ શૌર્ય આવી ગયું હતું. અંદર ગુપ્ત રહેલી, લોહીની તરસી, તરવાર એના હાથમાં આવી જાઉં આવી જાઉં એમ કરતી હતી. તેની આંખો રોષથી લાલ થઈ ગઈ. પણ, ભવિષ્યનો વિચાર કરી, પોતાના ઉભરાઈ આવતા શૌર્ય અને ક્રોધને દબાવી, ચાર સિપાઇઓની પાછળ તે કેદમાં ચાલ્યો! શું કરે?! પોતાનું શૌર્ય દાખવી આ ઠેકાણે પોતે પડે તો પછી દેશની શી વલે? પોતાને પ્રીય મિત્રને ઝટ મળવાનું વચન આપ્યું છે તે શું કરે? પોતાના સ્વદેશીઓને પીડનાર દુશ્મનોના રકતથી પોતાની તરવારને સંતુષ્ટ કરવાનો સમય પાછો કયારે આવે? "ઇશ્વરેચ્છાએ જે બને તે ખરૂં." એવું વિચારી તેને જ્યાં લઈ ગયા, ત્યાં ગયો.

અણજીતપુરના મહારાજાઓએ, દૂર દેશના રાજાઓ, જે તાબે થવાને આનાકાની કરે તેને પકડી લાવીને કેદ કરવાને માટે જે મકાન બંધાવ્યાં હતાં, તેમાંના એકમાં બહાદુર રામસિંહને બેસાડી પેલા ચાલતા થયા. રામસિંહ એકલો પડયો એટલે તેને બહુ વિચાર થયા. "અરે! પ્રભુ?! હજી મારા અભાગિયાનાં પાપનો બદલો વળી ચુકયો નથી? અનેક સંકટોમાંથી મને બચાવ્યો અને આખરે આ

મહા પાપના ખાડામાં પાછો નાંખ્યો?! મારી પોતાનીજ જન્મભૂમિપર હું કેદ! આહા! આ રમ્યભૂમિપર પહેલાં કેટલાં સુખો ભોગવ્યાં છે!! અહો, પ્રભુ!

## શાર્દુલ વિક્રિડિત વૃત.

લીધાં સુખ અનેક આ ભુમિપરે, સર્વત્ર છૂટયો ફર્યો!
આહા! આજ પ્રભુ પરાધિન થયો, કેદી રિપુએ કર્યો!
બાગોમાં કુસુમો ઘણાં સુખ થકી, સૂંઘ્યાં પ્રભુ આ સ્થળે,
આજે તો જીવનો બચાવ કરવા, ખાવા મળે ના મળે! ૧
પ્યારી સાથ હું સારી વાત કરતો, જાતો બધે રાનમાં,
બેશી ગાડી મહીં સુવાત કરતાં, એકેકના કાનમાં;
આહા! તે દિનતો ગયા! ગઈ પ્રિયા! આવ્યા દિનો આ કિયા?!
બેઠો હું પરતંત્રતાભુવન[1]માં, ભૂંડા દિનો આવિયા. ૨
દેશીનાં દુઃખ ટાળવા દિલ થકી, દેશી કિયો દાઝશે?
દુઃખી રંક પ્રજાની દાઝ સુણીને, કો અગ્ર ભાગે થશે?!
મારા વીણુ ન કોઇએ રણુ મહિં, રે! સૈન્યને લાવશે?
મારી આફત સર્વ દેશી જનને અત્યંત દૂભાવશે. ૩

હવે સુખની શી આશા? દેશીની અને દેશની કેવી ખરાબી?! ઇશ્વરની ચમત્કારિક ગોઠવણનો આ શો નમુનો? તેની અદ્ભૂત શક્તિને અપાર ડહાપણ મારા જેવા રંક દાસને દુઃખી કરવાને સાધનભૂત થતાં હશે?! અને મહાંકાળેશ્વર મહાદેવમાં વિજળીના જેટલી

---

૧ પરતંત્રતાભુવન=કેદખાનું.

જ્યોતિવાળી, સાક્ષાત દેવીએ દેખાવ દઇ શું મને ભમાવ્યો? અથ-
વા શું મારી કંઈ દુષ્કૃતીથી એ દેવીનો મારાપર કોપ થયો? "વત્સ"
કહી બોલાવનાર વૈરીં થઇ પડી? ઇશ્વરે અણજીતપુરનું નિર્માણ એ-
કદમ ફેરવી નાંખ્યું, કે મને નિરપરાધીને કેદમાં નાંખ્યો.?! મારા
મિત્રના, મારાં સગાંના અને સર્વ દેશીઓના દિવસો આજથી દુ:ખ-
માં જશે? એટલા બધામાંથી કોઇનું નશીબ નથી? અહો! જગ-
ત્કર્તાના અગાધ બુદ્ધિ સમુદ્રના તરંગમાં મનુષ્યો હમેશાં ગોથાં ખા-
તાજ રહેવાના? એનો પ્રભાવ, એનું ડાહાપણ, એનું ચાતુર્ય, ઇત્યાદિ
ભ્રમણા કરાવનાર એના ગુણો માણસ જાતથી અણીશુદ્ધ કોઈ
દિન નહિ જણાય? આ વિશાળ દુનિયામાં કોઇને આનંદ કરતાં,
કોઇને રોતાં કકળતાં મૂકી, પોતે આભમાં, અગર અજ્ઞાનના પડદા
તળે સંતાઈ પોતાનો મર્મ કોઈ દિવસ ખુલ્લો નહિ કરે, એવું ગુહ્ય
પ્રયોજન તેને શું હશે? માણસ જાત એનો પ્રભાવ જાણી જાય તો
તેથી તેને શી હાની થતી હશે? હશે, તેતો બધું એનેજ ખબર છે.
પણ આ હજારો નિર્માલ્ય થઈ ગયેલા લોકો નિ:શ્વાસ નાંખશે એ
પાપ કોને લાગશે? પ્રભુ! આવું અણચિંતવ્યું દુ:ખ તેં મારે માટે
કેમ તૈયાર રાખ્યું હતું? મારામાં હજારો યુક્તિઓ જાણવાની શ-
ક્તિ છતાં આ સ્થળે નિરૂપાય છું. શુરવીર છતાં નિર્વીર્ય છું. તેજ-
સ્વી છતાં મારા મોઢાપરનું નુર કપુરની પેઠે ઉડી ગયું છે. અસંખ્ય
જનો મારા હાથ તળે છતાં હુંજ પરતંત્ર છું. પુષ્કળ ધન પાસે છતાં
ધનહીન છું. હજારો યાચકોને અન્નદાન આપવાની રૂચિ ને શક્તિ
છતાં અન્નના વાંધા પડે તેવી સ્થીતિમાં આવી ગયો છું. ઘેર દાસ

છતાં દાસત્વ કરવું પડે તેવે સ્થળે છું. હે દયાનિધી! તેં ગમે તે દુઃખ દીધું પણ મને પરસ્વાધીન—પરતંત્ર કીધો! બીજાં દુઃખો નાંખવાં હતાં, તે ભલેં હું વેઠત.

## સોરઠો.

ભલે પડે બહુ દુઃખ, ભટકું ભલે હું રાનમાં;
ભલે હું વેઠું ભૂખ, પીડે બહુ પરતંત્રતા. ૧
વાગે વપુમાં બાણ, વેઠું તે શુરવીર થઈ;
પણ આ લે છે પ્રાણ, પીડે બહુ પરતંત્રતા. ૨
ગૃહણ સમય જો સોમ, કૃષ્ણ વદન કરી દે ઘણું;
ઉંચાં ચડાવે રોમ, પીડે બહુ પરતંત્રતા. ૩
રક્ત થાય રવી રોજ,* કંટાળી દાસત્વથી;
જાણે ગઇ સહુ મોજ, પીડે બહુ પરતંત્રતા. ૪
પક્ષીને ગૃહનાર, પિડિતથયું બહુ દેખશે,
કરશે ચંચ પ્રહાર, પીડે બહુ પરતંત્રતા. ૫
બચાવ હે કરતાર! આજે આ દુખમાં થકી,
ચોક કરી ઉપકાર, પીડે બહુ પરતંત્રતા. ૬

રામસિંહને બહુ અકળામણ થઈ. પણ ધૈર્ય રાખી વિચાર્યું કે દરેક મનુષ્યને કરેલાં કૃત્યનું ફળ ભોગવવું પડે છે. પોતાના બંગલાની બહાર આવ્યો. ત્યાં મોટો ચોક હતો, તેથી આગળ દરવાજો હતો. દરવાજાનાં બારણાંને મોટું તાળું મારેલું હતું. નિરાશ થયેલો

* હમેશાં નિયમ પ્રમાણે હાજર રહેવું પડે છે, તેથી પરતંત્ર સૂર્ય દુઃખ—દિલગીરિથી લાલ થઇ જાય છે.

રામસિંહ આમથી તેમ અમુઝાતો ફર્યો. બંગલા પાસે બહાર લીમડાનું ઝાડ હતું, તેનાં ડાળાં ચોકપર આવી રહેલાં હતાં, તેમાંથી મંદ મંદ પવન આવતો હતો. સર્વત્ર તિમિરનું રાજ થઇ ગયું હતું. રાતના પૂર્વ ભાગની પડતી થવા આવી હતી. અણજીતપુરમાં દેવળોમાં દેવોને પોઢાડવાના ઘંટ વાગતા હતા. ઉંચે જુએ તો ગગનમાં જાણે ચાંદીના થાળમાં પુષ્પ વિખેરાયલાં પડ્યાં હોય તેમ સાક્ષાત જગદીશ્વરના વિચારમાં લીન કરાવી ભ્રમણ કરી નાંખનાર તેજસ્વીતારાઓ દૃષ્ટિએ પડતા હતા. ગમે તેટલી અજાયબી ભરેલી અને આનંદદાયક ચીજ હોય, પણ દુખના મહાસાગરમાં તરફડીઆં મારનાર માણસની આંખો આગળ ભયાનક રૂપ ધારણ કરી બેસે છે. રામસિંહ પોતાની વિપત્તિ તરફ વિચાર કરતો, અકળાતો, નાસી જવાને કંઈ પણ યુક્તિ શોધી કહાડવાને ચોકમાં બધે ગાંડા માણસની પેઠે ભમ્યો. ઘડીકમાં દરવાજા આગળ આવી, મ્હોટા તાળાને આમતેમ તપાસી પાછો ફરે, ઘડીકમાં બંગલાની પ્રદક્ષિણા કરી ખુણેખોચરે પડેલી ચીજો તપાસી નિરાશ થાય. ઘડીકમાં બંગલાની આસપાસ કરેલા કોટની ઉંચાઈ માપે. પણ અણજીતપુરના અસલના પ્રતાપી મહારાજાઓની દીર્ઘ દૃષ્ટીને લીધે અંદર પૂરેલાનું કોઇ રીતે ચાલે તેમ ન હતું. કોટ એટલો ઘણો ઉંચો હતો કે રામસિંહને જાણે પોતે કોઠીમાં હોય તેમ લાગતું હતું. રખડી રખડીને હવે પગે થાકી ગયા. રામસિંહને વિચાર થયો કે અતિશય દિલગીરિને લીધે મારૂં ચિત્ત કદાચિત્ ભ્રમીત થઇ જશે તો બધું બગડશે. તેથી અંદર જઇ થોડીવાર બેઠો. પણઃ—

## સોરઠો.

ચિંતાતુર નરનાર, વળી વેરીને કામિને;
નિરાંત નહીં થનાર, હજાર જો ઓસડ કરો. ૧

બહાદૂર રામસિંહને નિરાંત વળી નહિ, તેથી બહુ ગભરાયો. પણ ધૈર્ય રાખી ઇશ્વરની સ્તુતિ કરતો બંગલાના બારણામાં બેઠો. એટલામાં ઇશ્વરેજ અણજીતપુરના રક્ષણાર્થે મોકલ્યો હોય તેમ, કોઈ કાંતિવાન પુરૂષ રામસિંહની આગળ ધબ દઇને પડયો!! એ પુરૂષ ઉપરથી આવ્યો માટે જાણે નારદજી વૈમાનમાં બેશીને આવ્યા હોય એમ લાગતું હતું. એ પુરૂષની દીવ્ય—તેજસ્વી કાંતિને લીધે જાણે ઈંદ્રનોજ કોઇ અનુચર વિષ્ટિ લઇને આવ્યો હોય તેમ લાગતું હતું. એની આંખો એના અરિ ઉપરનો રોષ દર્શાવતી હતી. એના બાહુદ્વય તરફ દૃષ્ટિ કરતાંજ જાણે ભીમ કોઇ નાનું રૂપ ધરીને આવ્યો હોય તેમ જણાતું હતું. નિડર રહી, લસ્કરના કારી ઘા ખમવાને તેના અવયવો ઘડવામાં ઇશ્વરે જાણે બધાં પ્રાણિયો કરતાં, જરા પક્ષપાત કરી હતી. ખળ પુરૂષની પેઠે પોતાનું અંદરનું ખરૂં સ્વરૂપ ગુપ્ત રાખી, બાહ્યાકૃતીજ ફક્ત બહાર બતાવતી, ડાબી બાજુએ તરવાર લકકતી હતી. એ પુરૂષ રૂપવાન છતાં પણ તિમિરે તેને ગ્રામ્ય દેવાવને બનાવી દીધો હતો. પોતાના દુશ્મન આગળ તે સૂર્યની પેઠે તપી જતો હતો, પણ મિત્ર સમક્ષ ચંદ્રના જેટલો નમ્ર સ્વભાવ રાખતો હતો. આ વખતે દુખા વિધના તરંગમાં તરફડીઆં મારતા રામસિંહને માટે જાણે ઝાઝરૂપે આવ્યો હોય તેમ તે

પાધરો બોલ્યો. "ભાઇ, રામસિંહ હું [1]સરદારસિંહ છું."

રામસિંહ—"અહો! ભાઇ, તમે આ વખતે શી રીતે આવ્યા? તમને શી ખબર પડી.?"

સરદારસિંહ—"ભાઇ, વાત તો પવનની પેઠે ચાલી જાય છે. અણુજીતપુરમાં છતાં મને ખબર મળી હતી કે આપણું લશ્કર તૈયાર થઈ ગયું છે, ને કાલે હું તેનો વધારે તપાસ કરવા નીકળવાનો હતો, પણ આ તમારા સમાચાર સાંભળ્યા કે હું અડધો થઈ ગયો. પછી આ જગ્યાએ કોઈ પહેરેગીર નથી એવું જાણી આ લીમડાપર ચડી, ત્યાંથી દોરડું બાંધી અંદર ઉતરી પડયો! ભાઇ, હવે આપણ બન્ને એવીજ રીતે પાછા ઉપર ચડી જતા રહીશું. બ્હાર કોઇ નથી. માટે તૈયાર થાઓ! ચાલો, આમાંથી છૂટા થાઓ.!"

રામસિંહ—"અહો! પ્રભુ, તેં મારી પ્રાર્થના સાંભળી ખરી. ચાલો, ભાઇ ઉતાવળ કરો ત્યારે, તમે પેહેલા ચડી જાઓ."

સરદારસિંહ દોરડાપર ચડીને લીંમડાપર જતો રહ્યો. પછી રામસિંહે તેમ કર્યું. બન્ને બહાર આવ્યા ને શેહેરમાંથી એકદમ બહાર નિકળી જવા ચાલ્યા.

આ વખતે મધરાત થવા આવી હતી. શહેરના લોકો નિદ્રાવશ થયા હતા. મુગલોના જુલમનાં સ્વપ્નાં કેટલાકને આબેહુબ આવતાં હતાં. કેટલાક ભૂતનાં સ્વપ્નાંથી ચમકી ઉઠતા હતા. વ્યભિચારી પૂરૂષો રખડી ઘેર આવી સાંકળો ઠોકતા હતા. નાનાં બાળકો, પોતાના શરીરનો કોઈ કુમળો અવયવ ફુવડ માના પાસામાં

---

૧ રામસિંહને ઘોડો સગો થતો હતો.

સૂઈ રહેવાથી, ચગદાય તો ઉંવા–આ ઉંવા–આ કરી ચીસ પાડતાં હતાં તે સંભળાતી હતી. દ્વેષભાવથી ભરેલાં કુતરાં ફળીઆઓમાં ભસતાં હતાં. કેટલેક ઠેકાણે સદ્‌ગુણી–પતિવ્રતા સ્ત્રિઓ પોતાના ક્લાન્ત થયેલા નાથને નિદ્રાવશ કરવાને મધુર સ્વરથી ગાન કરતી હતી તે સંભળાતું હતું. ચંદ્ર ઉગવાની બીકે ચોરાચોરી કરનારા ચટ્ ચટ્ ચપળતા વાપરવા માંડ્યા હતા.

આવે સમયે બહાદુર રામસિંહ તથા સરદારસિંહ પાંજરામાંથી છૂટા મૂકેલા સિંહની પેઠે શહેર બહાર નિકળવા ચાલ્યા. પણ અફસોસ ! દરવાજે આવીને જુએ છે તો સીધીના માથા જેવડું મોટું તાળું મારેલું ! રામસિંહ કહે "ભાઈ સરદારસિંહ ! સમુદ્રમાં તરીને ખાબોચિયામાં બુડવાનો સમય આવશે ?" સરદારસિંહ "ભાઈ, ઈશ્વિરેચ્છા હશે તેમ થશે. બન્ને જણ દરવાજામાં આવ્યા. ત્યાં ઓટલાપર નસકોરાંમાંથી લૂહારની ધમણ જેટલો અવાજ કરતો એક ડોસો ઉંઘતો દીઠો. રામસિંહની નજર પાધરી એ ડોસાના હાથ પાસે પડેલી કૂંચી તરફ ગઈ. તરતજ કૂંચી લઈ દરવાજો ઉઘાડ્યો ને બન્નેજણ બહાર નિકળ્યા. થોડે ચાલ્યા એટલામાં નિર્મળ નદીની મધુર ગતીએ તેમના કાનમાં સ્પર્શ કર્યો. તિમિરના પ્રતિહારી હોય તેમ, કાળાં આભૂષણ પહેરી ઝાડો ઉભાં હતાં. નદીપર આવ્યા પછી કુદરતી લીલાઓનો અદ્‌ભૂત ચમત્કાર તેમણે જોયો. ધીમેથી વહેતું પાણી ખલ્ ખલ્ એવો અવાજ કરતું હતું તે જરા આઘે સુધી સંભળાતો હતો. નદીની બન્ને બાજુએ ચક્રવાક—પક્ષી એક બીજાને ક્વચિત્ ક્વચિત્ બોલાવતાં હતાં. નદીના

નિર્મળ પાણીમાં નભમંડળનું પ્રતિબંબ અણીશુદ્ધ પડ્યું હતું. નદી-પર પાણી પીવા આવતાં હરિણો વનપતિની બીકે, પાણી પીને હાંફતાં હાંફતાં તુરત દોડી જતાં હતાં. રામસિંહે પાણી પીધું, અને જરા ઉંચે તારામંડળ જોવામાં લીન થઈ ગયો હતો, એટલામાં સરદારસિંહે કહ્યું કે "ભાઈ, કોઈ માણસનાં પગલાં સંભળાય છે, ખરૂં?"

રામસિંહ—કહે "ક્યાં? હા; સામે કોઈ આવે છે ખરૂં."

એટલામાં કોઇ વૃદ્ધ માણસ આવી નદી ઉતર્યો, અને આ બન્નેને પૂછ્યું કે "ભાઇ, આ વખતે ક્યાંથી પધાર્યા?"

રામસિંહ આ માણસના વિનયથી વિસ્મત થઈ બોલ્યો, "આપ ક્યાંથી આવો છો?"

માણસ "મારે એમના વિશે પૂછવાનું કંઇ કારણ હતું—મારે—મળવું છે."

રામસિંહ—"એમને કેદમાં છતાં તમને મેળવીએ તો અમને શું આપો?"

માણસ—"અરે ભાઇ, જો એમને મેળવો તો બોલો તમારી ઇચ્છા હોય તે આપું.!"

રામસિંહ—"આપને ક્યાં રહેવું? આપનું નામ શું?"

માણસ—"એતો એમને ઓળખે છે "કવી" એટલું કહેશો કે ઓળખશે.

રામસિંહ—"અહો!! કવીરાજ!!! આપ અહીં ક્યાંથી!! મારે માટેજ આ અંધારી રાત્રે પણ ભમો છો! સ્વદેશનેજ માટે!! કવીરાજ હુંજ રામસિંહ છું! અનુચિત શબ્દો બોલ્યો હોઉં તો ક્ષમા કરજો."

કવીરાજ—"અહો ! પ્રભુ ! ! સ્વદેશને માટે વેઠેલા શ્રમનો બદલો આજ મને આપ્યો. તારી શી લીલા છે ? ! ઠીક, ભાઇ, શરીરે તો તંદુરસ્ત છો ?"

રામસિંહ—"હા, કવીરાજ આપનું શરીર કેમ રહે છે ?"

કવિરાજ—"હું પણ સાજો છું, અને આ ખુશ ખબરથી મારા મોઢાપર તેજ ગયું છે, તે અજવાળું હોય તો દેખાય. કહો, હવે, આપનો છુટકારો ત્યાંથી એકદમ શી રીતે થયો ?"

રામસિંહ—"કવિરાજ, તે બધું રસ્તે હું સવિસ્તર કહીશ. આપણ નિર્ભય જગ્યામાં જતા રહીએ. હવે ગમે તેમ કરી સૈન્ય એકદમ તૈયાર કરવું જોઇએ.

કવિરાજ—"મહારાજા કિશોરસિંહની પાસે હાલ પાંચ હજાર ક્ષત્રીઓ ભેગા થયા છે. થોડું સૈન્ય હજી આવવાનું છે. પ્રધાન પણ મહારાજાને મળ્યા છે. હવે આપની મુલાકાત થાય એટલીજ વાર છે."

રામસિંહ—"વાહ ! કવીરાજ ! આપણી મહેનત બર આવશે ખરી !"

કવીરાજ—"પરમેશ્વર સૌ સારૂં કરશે. આપનાં સંકટોનું ફળ ઇશ્વર સત્વર આપશે. આ વખત ક્ષત્રિયોનું ઝનૂન આપ જોશો ત્યારેજ અજાયબી પામશો. પાંચ હજાર છે પણ પચ્ચાસ હજારને ભારે પડે એવી ગોઠવણ રાખી છે. જન્મભૂમિ માટે ગર્જના કરતાં, જેમાં તોપના ગોળીગોળા ગડગડી રહ્યા છે, એવાં, વિશાળ રણક્ષેત્રોમાં જીવ આપવા તૈયાર થયેલા, જેમના વિજયસુચક ઘોડા ખણણ ખણણ ખોંખારી રહ્યા છે, જેના હાથમાં વાસણમાં ઉભરાઈ જતા

દુધની પેઠે, શત્રુઓનો સંહાર કરવાને માટે શૌર્ય ઉભરાઈ રહ્યું છે, જેમનાં ચક્ ચક્ થતાં શસ્ત્રો સમરાંઙગણની શોભામાં વધારો કરે છે, એવા બહાદુર ક્ષત્રિયોનો ઇશ્વિર જય કરશે. શત્રુને જીતવા માટે જેની રગે રગે ઉષ્ણ લોહી હર્ષથી ધબકારા મારી રહ્યું છે એવા ક્ષત્રીઓનો જય થશે ! ક્ષત્રીને ઘેર બાંધેલી બકરી પણ વાઘ સામી ધસવા દોડે છે તો તે ક્ષત્રીઓ શું ન કરી શકે ? ક્ષત્રિયોનાં ઉમદા મન, હમેશાં સ્વદેશ જીતી, પોતાના સ્વદેશીઓને સુખ આપને માટે ઉત્સુક હોય છે, તેથી ઇશ્વિર તેમની ધારણા પુરી પાડશે. સ્વદેશ ભૂમિ પ્રત્યેના તેમના પ્યારનો બદલો પરમેશ્વર આપશે. જેમનો વિજયધ્વજ રણક્ષેત્રના મંદ પવનની લહરીમાં ફડ ફડ ઉડે છે, તેવા ક્ષત્રિયો અણજીતપુર શહેરના "યાવત્ ચંદ્રદિવાકરૌ" રાજા થશે. રણક્ષેત્રમાં ચળકતી વિજયી તરવારો જેના બળવાન બાહુઓમાં શોભી રહેલી છે, એવા ક્ષત્રિયો પોતાની ભૂમિ પ્રાપ્ત કરશેજ.

### માલિની.

ધસી અસિ ધરનારા, ધૈર્યને ધારનારા,
અરિ મહિં પડનારા, શત્રુને પાડનારા;
રિપુ રકતથિ રંગી, રંગીલી બાહુ માંહીં,
દિસતી અસિ ઉમંગી, હારશે તે ન ક્યાંહીં. ૧
"જય" ધ્વનિ જય ડંકા, નો, ધ્વનિ શ્રોત્ર હારી,
બહુ શુરવીર બંકા, જાય ક્યાંયે ન હારી;
ફટ ! ફટટ ! ફટાકા !! શસ્ત્રના જ્યાં પડે છે,
રિપુ વપુ રખડંતાં, પાયમાં આથડે છે ! ૨

જીવ લઇ—

રામસિંહ—બસ! કવિરાજ બસ આહા! ક્ષત્રીઓનું હૃદયરૂપી પેટીમાં પુરાયલુ શૌર્ય ઉઘાડી દેવાની કુંચી તો કવિઓનાજ હાથમાં છે! વ્યંઢળને પણ ઉશ્કેરવાને સમર્થ એવી એમની અદ્દભૂત વાણી શું ન કરી શકે?! કાવ્યમાં રહેલા માધુર્યના ભોક્તાને તે શુરવીર બનાવે છે, હસાવે છે, ને રડાવે છે."

કવીરાજ—"કવીઓએ આ જગતનાં રત્નો છે. મહાન્ રાજાઓએ પોતાનાં નામો અમર રાખવાનાં સાધનો ગણ્યાં છે.

### કવિત.

અવનિની તિમિરારિ વિણ શી દશા નઠારી?
શશી તણી જ્યોતિ વિણ જુઓ કેવી જામની!
ધરમાધિકારી વિણુ અનાચારી નર નારી,
વિચારી ન જુએ વાત કરતાના નામની.
કવી વિણ તેમ બધી પૃથવી નઠારી દીસે,
ભરતાર વિના દિસે ભૂંડી જેવી ભામની.
પૃથવીમાં કવી વિણ નવી કરે વાત કોણુ,
કવી વિણ ગમે તેવી કચેરી શી કામની? ૧

રામસિંહ—"કવિરાજ, એમજ છે. હવે આપણે પેલું સામુ ગામ આવે ત્યાં જરા વિશ્રામ કરી પછી નીકળીશું.

# પ્રકરણ ૧૫ મું.

એ ગામડામાંથી થોડીવાર વિશ્રામ કરી, રામસિંહ, કવિરાજ, તથા સરદારસિંહ ચાલ્યા. વાતોમાં વખત વહી જતો, તેથી રસ્તો લાગતોજ નહિ.

રામસિંહ—"કવિરાજ, આપની કેટલીક સારી કવિતાઓ, જેમાં વીર રસ હોય છે, અથવા સ્વદેશની પ્રીતિ વિષે હોય છે તેવી તો ઘણાખરા આપણા સરદારોને મોઢે છે.

કવિરાજ—"રસાળ અને ભપકાદાર કવિતા માણસના અંતઃકરણમાં એની મેળેજ આવી જાય છે. નીચેનો દોહરો આપણા ક્ષત્રિયોમાંના દરેકને યાદ હશેઃ—

**ધનુષ પ્રબંધ.**

શર ધર ભરરણમાં જઈ, શાણા હે શુરવીર!<br>
સ્વદેશ સરકર રાખિ શર, ધર ભરરણમાં ધીર.



રામસિંહ—"શાબાસ! આપે પણ સ્વદેશની સેવા બજાવવામાં બાકી રાખી નથી. દુઃખ પામતા દેશીઓ માટે આપના અંતઃકરણમાં અતિશય દયા છે."

કવિરાજ—"એમાં દયા કોના ઉપર લાવવી હતી?! આપણી ભૂમિમાં ઉત્પન્ન થયેલા, એક માતાના ઉદરમાંથી ઉત્પન્ન થયેલાની પેઠે સ્વદેશી બંધુઓ દુખમાં હોય તો સ્વાભાવિક રીતે લાગણી ન થાય? એ વિષે કવિતા કરવાનો મને બહુ શોખ છે. જુઓ! આ કવિતા પહેલાં તે વિષે મે કરી હતી."

## હરીગીત.

નિજ સ્વાર્થમાં સુખ માનીને સુખીઆ કર્યા નહિ કોઇને,
દિલમાં દયા આવી નહીં, દુખિયા જનોને જોઇને;
જેણે નહીં પરમાર્થ જાણ્યો, ફૂકડ થઈ ફરતો ફર્યો,
તે જનની જગમાં જનની દુખિ થઈ, ધિઃક જન્મ અહીં ધર્યો ૧
કરતો ગયો નહિ દાનને અભિમાનમાં અતડો રહ્યો,
સુખ સાધવાનો સત્ય પથ શુભ, કોઇ દિન નહીં ગૃહ્યો;
ઉપાય જેથી થાય સહુ દેશી સુખી એવો કર્યો,
તે જનની જગમાં જનની દુખિ થઈ, ધિઃક જન્મ અહીં ધર્યો, ૨
ભુખ તરસથી પીડિત થતાં ભીખારીઓ નજરે પડે!
નહિ વસ્ત્ર નિજ વપુ ઢાંકવા, આફત [illegible] અડકી નડે,
દેખી દશા આ દેશની આવી જરા દિલ નહિ [illegible].
તે જનની જગમાં જનની દુખિ થઈ, ધિઃક જન્મ અહીં ધર્યો. ૩

દુખિયાં કઈ દુખ ના ખમ્યાથી આપઘાત કરી મરે!
આપત્તિ તેમની સાંભળિ સુખિયા નહીં શ્રવણે ધરે!
નહિ દાઝ દીનનિં જાણિને પોતે રહ્યા ભપકે ભર્યા;
તે જનની જગમાં જનની દુખિ થઈ, ધિઃક જન્મ અહીં ધર્યા. ૪
લાડી લઈ ગાડી મહીં વાડી જઈ વાતો કરી,
ઉઘાડિ ઉર જોયું નહિ નકિ દેશની શી દશા ફરા.
એવા નરો એ વાનરો એવા નરો' કચરો નર્યા.
તે જનની જગમાં જનની દુખિ થઈ, ધિઃક જન્મ અહીં ધર્યા. ૫

## દોહરો.

દાઝ દેશીની જાણવા, લેજો લક્ષ લગાર,
કરગરિ કરગરિને કરૂં, વાર વાર પોકાર.

રામસિંહ—"શાબાશ છે કવિરાજ, હજારો સ્વદેશીઓનું સારૂં ઇચ્છવાથી પરમેશ્વર આપનું સારૂંજ કરશે, આપના જેવા પોતાની જન્મભૂમિના શ્રેયકર પુરૂષો, ઇશ્વિરની હજુરમાં અહોનિશ રહેવાના.

કવિરાજ—જે રમણીય જગ્યાપર જગતનિયંતાએ આપણને જન્મ આપ્યો, તે ભૂમિપર સ્વાભાવિક રીતેજ મનુષ્ય જાતિનો પ્રેમ ચોંટી જાય છે; માતાના વાત્સલ્યથી પણ આ સુખકર પ્રેમ કોઇ કોઇ વખત આપણા હૃદયમાં ઉત્તમ સ્થાનને પાત્ર થાય છે, તેથી તેવે સમયે તેથી તે ચઢે છે. દૂર દેશ જનારને, જતી વખતે, સગાં સહોદર સમક્ષ જે આંસું પાડવાં પડે છે, તેમાં આ પ્રેમ પણ મિશ્ર થઇ રહેલો હોય છે. પશુઓમાં પણ આ લાગણી ઇશ્વરે મૂકેલી

લાગે છે! ચકલાં જેવાં પક્ષિઓ પણ પોતાના માળામાં—જન્મ ભુમિમાં પેસી જનારને ચંચ પ્રહાર કરવાને તૈયાર થઇ રહેશે. કુતરાં પણ પોતાના ફળીઆમાં બીજા ફળીઆનાં કુતરાંને જોઇને સામાં થાય છે, તે પણ આ લાગણીજ. એનું કારણ એટલુંજ કે જે સ્થળે જન્મ થયો તે સ્થળનો પ્યાર અંતઃકરણમાં રહે છે.

## શિખરિણી.

લિધો જેમાં જન્મ, સ્વભુમિ રૂડિ તે શોભતિ દિસે;
અહા! તેની પ્રીતિ, મુજ હૃદયમાં પેઠી અતિસે.
સુખે સુખી દુઃખે, દુખિ થઈ બહુ હું દિલ ડરૂં;
અતી આપત્તીમાં, જુગતિ સુખ માટે શુભ કરૂં. ૧
અહા! મારી માતા! મુજ જન્મ દાતા ભુમિ ખરી.
ભગિનીકે ભ્રાતા, નહિ ધરિ શકે તેં પ્રિત ધરી,
કૃતઘ્ની ના થાઊં, દુઃખ સમય હું પ્રીત વિસરી;
વળી વારે ધાઉં, બહુજ ઉપકારો તુજ સ્મરી. ૨
અહા! તારાં સારાં, નિરમળ જળે સ્નાન કરિયું,
વનો વિલોકીને, મનડું મુજ સૂખેથી ભરિયું;
અહો! પ્યારી ભૂમી!! રમત બહુ કીધી તુજ પરે!
હવે તારી પ્રીતી, નકિ નકિ ખરો મૂર્ખ વિસરે. ૩
સુખો દાતા સારી, તુજ વિણ ભુમી! કો નહિ ખરે!
તને દેખી દુઃખી, દુખિ દિલ થયું માહરૂં અરે!
હું મારૂં સર્વસ્વ, દઉછું ભુમિનું શ્રેય કરવા,

પ્રભૂ દેશો શક્તિ, દુઃખ નિધિ મહીંથી ઉગરવા. ૪

રામસિંહ—"હા, કવિરાજ; ખરી વાત છે. જે ભૂમિપર જન્મ થયો હોય છે તેની પ્રીતિ સ્વાભાવિક રીતે મનમાં પેસીજ જાય છે. ઇશ્વિર કરશે તો આપણ આપણી ધારણા પુરી પાડીશું; હવે તો એક ગાઉજ રહ્યું છે."

કવિરાજ—"શેનું ગાઉ?! થોડેજ છેટે છે. જુઓ પેલા ઉન્મત ક્ષત્રી સ્વારો પોતાના ઘોડાને આમથી તેમ ફેરવે છે તે દેખાય છે."

થોડીવારમાં તે ત્રણ જણ અહિં આવી પહોંચ્યા. ક્ષત્રી સ્વારોએ રાજાને ખબર કરી. પોતાનો મિત્ર, તથા કવિરાજ દૃષ્ટિએ પડતાં રાજાને હર્ષનો પાર રહ્યો નહિ. પોતાના મિત્રને રાજા ભેટી પડયો. તથા કવિરાજને યોગ્ય આદર સત્કાર આપ્યો. ક્ષત્રી સૈન્યની વચમાં મોટો તંબુ હતો તેમાં બધા જઈ બેઠા. રાજા કહે "મારી ઇચ્છા આજ ઇશ્વિરે પુરી કરી; પણ કવિરાજ! આપને બહુ દુઃખ પડયું.?!"

કવિરાજ "આપના મિત્રના દુઃખના આગળ મારૂં દુઃખ તો હિસાબમાં નથી. દુષ્ટ મુગલોના હાથમાં સપડાયાથી કેદમાં પડવું પડયું હતું! જંગલમાં બીજાં અનેક સંકટો ભોગવ્યાં તેતો જુદાં.!"

રાજા—"અહો! મિત્ર!! આ ખરી વાત.?"

રામસિંહે બધી વાત કહી.

રાજા—"ધન્ય છે મિત્ર! તમારા જેવા સ્વદેશ સુભેચ્છક પુરૂષો જે દેશમાં પાકે તે દેશના લોકો સુખી થાય તેમાં નવાઈ નથી.

સ્વદેશી બંધુઓનું ભલું કરવામાં તમે હદવાળી છે. જે દેશના લોકો ગરીબ હોય, ઉદ્યમના દુસ્મન હોય, વ્હેમ ખાનનો માર ખાતા હોય, તેવા લોકોને તેમાંથી મુક્ત કરવા તમારા જેવા સુપુરૂષોની ખોટ છે એમજ જાણવું."

રામસિંહ—મિત્ર! પોતાના સ્વદેશી બંધુઓને સુખી કરવાની ઇચ્છા, પરમેશ્વરે મારા મનમાં સ્વાભાવિક રીતેજ મુકી દીધી છે." આપણા દેશના દરેક જણમાં એ જાતની લાગણી હોય તો સ્વદેશની ઉન્નતી થતાં વાર લાગે નહીં. હશે, મિત્ર! આપણે હવે વિલંબ કરવાનો વખત નથી. આપણા સ્વદેશીઓપર મુગલોનો જુલમ જોઈ મારાં રક્ત નેત્રામાંથી અગ્નિ ઝરી આવે છે. રણક્ષેત્રના રૂડા પર્વને દિવસે તેમનો સંહાર વાળવાને મારા હાથમાં સૌર્ય આવી ગયું છે. વળી મિત્ર! આપણી વાવપર પવિત્ર ગૌમાતાનાં આંતરડાં પડેલાં જોઈ મારા હૃદયમાં તીરં ભોકાયાં હતાં તેની શી વાત કરૂં?

રાજા—"મિત્ર! એ દુષ્ટોના જુલમની વાત કરી મારાં રોમ ઉભાં કરશો નહિં, પણ હવે ક્યાં વાર છે? તમારા શૌર્યને પ્રકાશીત કરી તમારી ઇચ્છા પુરી પાડવાનો શુભ સમય સમિપજ છે. તમારૂં છુપાઈ રહેલું ક્ષત્રીશૌર્ય, તમારી ચકચક થતી તરવારદ્વારાએ બહાર કાઢવાનો પ્રસંગ પાસે છે. તમે ઘણા દિવસથી રાહ જોતા હતા તે રણસંગ્રામનો દિવસ નજીક છે. જુઓ આ, આપણા ક્ષત્રીવીરો, આટલા તો તૈયાર છે. એ પાંચ હજાર છે. ને બીજા બે હજાર રસ્તામાં મળશે.

રામસિંહ—"ત્યારે વિલંબ કર્યાનું કારણ શું છે? રાણી વગે-

રેને જવાનપુરમાં હાલ રહેવા દો. ને આપણ તૈયારી કરો."

રાજા—"શહેરપર હલ્લો કરવો એ સારૂં નહિ. એકાએક જવાથી આપણી રૈયતનીજ હાની થાય; એવું ધારી જતાં પહેલાં વિષ્ટી મોકલવાનો મારો વિચાર છે.—

રામસિંહ—"મિત્ર! તે તો રસ્તે બધું થઇ પડશે. હમણાં આપણ તૈયારી કરો. કેમ કવીરાજ?!"

કવીરાજ—"હા; હું પણ એમજ ધારૂં છું; આપ રાણી વગેરેને જવાનપુર જવાનું કહી આવો, હું સૈન્યમાં જઇ બધાને ઉશ્કેરી સજ કરૂં છું.

રાજા અને રામસિંહ, રાણી અને દાસીઓને જવાનપુર જવાનું કહેવા ગયા; અને કવીરાજ ક્ષત્રીઓના સૈન્ય ભણી આવ્યા. કવિરાજને આવતા દેખી હર્ષથી ઉભરાઈ જતા ક્ષત્રીઓએ "જય" "જય" એવો પોકાર કરી પોતાનો આનંદ જણાવ્યો. પછી કવીરાજે આવી તેમને કહ્યું:—

બહાદુર ક્ષત્રિ પુત્રો! આજે, આપણી ભૂમિના જોર જુલમથી ધણી થઈ પડનાર, અને આપણા કંગાલ સ્વદેશી બંધુઓ ઉપર જુલમ ગુજારનાર, દુષ્ટ મુગલોનાં શીરો ઉરાડી દેવાના શુભ સમય માટે આપણ અહીંથી ઉપડવાના છૈયે. માટે તમે સઘળા સૈન્યના ક્રમમાં ગોઠવાઇને ચાલવા માંડો. તમારા પવિત્ર પીતાઓના શૌર્યની વાતો હજી પણ કેટલીક શુરવીર પ્રજાઓના પેટમાં કંપારો ઉપજાવે છે. હજી પણ સ્વપ્નમાં—ઉંઘમાં તમારા શુરવીર પીતાઓનાં નામથી કેટલાક ઝબકી ઉઠે છે! તમારા વિજયી પીતાઓનાં નિશાનોનો

જયનાદ અદ્યાપિ સુધી અરીના હૃદયમાં ધબક ધબક વાગે છે! તમારા નિડર પીતાઓના અરી "ક્ષત્રીઓ" એવું નામ સાંભળી ત્રાસ ત્રાસ પામી જાય છે. એવા બહાદુર પિતાઓના શુરવીર પુત્રો! મુગલોને ત્રાસ પમાડવો એ કયું કઠિણ કામ છે?! એ લોંકડીઓ સિંહ આગળ શું કરી શકવાની છે?! તમારી ચકચકતી તરવાર આગળ એ બીરૂઓ કેટલીવાર ટકી શકવાના હતા? તમારા વિજય સુચક વાવટાને અણુજીતપુરની પવિત્ર ભૂમિપર ફડફડ પાછો ઉડાડો. ઉડાડો એ દુષ્ટોનાં શીર, અને તમારી પવિત્ર ભૂમિ તમારે સ્વાધીન થશે. આપણા મહારાજા કિશોરસિંહ તથા ક્ષત્રીકુળ શીરોમણી રામસિંહ એ આવે. માટે બધા તેયાર થઈ ચાલવા માંડો.

જય જયના પોકારથી બધા જંગલને ગજાવી મુકતા ક્ષત્રીસ્વારોએ ચાલવા માંડ્યું. મુગલોને બીજે દિવસે ચિઠ્ઠી મોકલી કે તમારે યુદ્ધ માટે તૈયાર થવું, નહિ તો અમારી સ્વભૂમિ અમારે સ્વાધીન કરી ચાલ્યા જવું.

રાજા—"મિત્ર! હવે એ બધા સ્વારોને ગોઠવીને કહ્યા પ્રમાણે લડે તેવી યુક્તિ કરવી તમારે સ્વાધીન છે. ક્ષત્રીયોને ઝનૂન આવવાથી લડાઈના ક્રમમાં ગોઠવાયા સિવાય એમનેએમ લડે છે તેથી મોટી હાની થાય છે. માટે હું એમ કહુંછું."

રામસિંહ—"મિત્ર! તમે એમ કહો છો, પણ એ દુષ્ટો મારા હિસાબમાંજ નથી. મારી એકની એક તરવાર એમનાં શહસ્ત્ર શીર ઉડાડી દેવાને સમર્થ છે; તમે નચિંત રહો."

ત્રિજે દિવસે પ્રભાતમાં ક્ષત્રી સ્વારો અણુજીતપુર શહેરની સી-

મમાં આવ્યા. પેલા બે હજાર સ્વારો અહિં આવી વાટ જોતા હતા. ત્યાં મુગલો તરફથી એક કાસદે આવી ચિઠ્ઠી આપી, તેમાં લખ્યું હતું કે 'હમે તમારાથી બીહીતા નથી, લડવું હોય તો આવો.' થોડે છેટે ગયા કે મુગલ સ્વારો આગળ ને તેમનું પાયદળ પાછળ, એવી રીતે ગોઠવાયલું મોટું સૈન્ય દીઠું. ક્ષત્રીઓમાં બધા મળી ચાર હજાર પાયદળ, ત્રણ હજાર સ્વાર ને ૨૦ હાથી, એટલું લશ્કર હતું. મુગલોમાં બધાં મળી દશ હજાર માણસો જણાતાં હતાં. રામસિંહના કહેવાથી ક્ષત્રીઓએ બંદુકની ગોળીઓ ચલાવી. કેટલીકવાર સુધી એમ ચાલ્યું, પણ ધાર્યા જેટલાં માણસો મરાયાં નહિ, તેથી એકદમ ધસારો કરવાનું રામસિંહે કહ્યું. મુગલો ક્રમમાંથી વિખુટા થઈ ગયા ખરા, પણ સામો પ્રહાર ચલાવ્યાં કર્યો. શુરવીર રામસિંહ, કોઈ કોઈ વખત સૈન્યની મધ્યમાં જઈ ક્ષત્રીઓને શૌર્ય ચડાવતો. પોતે તથા રાજાએ હજી શસ્ત્ર વાપર્યું નહતું.

ક્ષત્રીઓને જોસભર લડતા દેખી શુરવીર રામસિંહ તેમની પાસે જઈ બોલ્યોઃ—

"શાબાશ!! શાબાશ! વિજયી ક્ષત્રીઓ ધન્ય છે તમને!! તમારી પવિત્ર જન્મ ભૂમિપર જોર જુલમથી આવનાર દુષ્ટોનાં શીર જુદાં કરતા જોઈ મારૂં મન પ્રફુલિત થાય છે. ચલાવો તમારી વિજયી તરવારને! શત્રુઓનો સંહાર વાળવાનો શોખ શુરાઓને જ હોય છે. બાયલાઓથી શું થવાનું છે?! મારો! બહાદુર નરો મારો! જન્મભૂમિ કરતાં શું વધારે વહાલું છે.?!"

શુરવીર રામસિંહ આ વિજયી ક્ષત્રી સમુહમાં આમ બોલતો

હતો, તે વખતે કવિરાજ પણ આ બહાદુર નરોને કાવ્યથી વધારે શૂર ચડાવતા હતા.

### સિંધુરાગ. (ઝુલણા)

ક્ષત્રીકુળ ભૂષણો શૂભ આભૂષણો અંગ ધરિ ક્ષેત્રમાં આજ આવ્યા,
રણ વિષે, આજ ઉમંગથી બહુ વળી પવનવેગી ઘણા અશ્વ લાવ્યા;
અશ્વ ખોંખારતા, ઢોલ ધ્વનિ વાગતા, કાપતા શત્રુ બહુ ક્ષત્રિ વીરો,
ખડગ લઈ ખટ ! ખટક ! રણ વિષે રહી અને છેદતા શૌર્યથી શત્રુ શીરો. ૧
તીર મારી કરી શીર કાણું અરીનું ધરી ધિરજ રજ હૃદય સાથે,
ઉંડી ખોસી કટારી અસી અન્યને, મારતા સમિપ જઈ લેઇ બાથે;
બૂમ મોટી પડે, માર મારો ! ઉગારો ન આ વાર યવનો નઠારા,
દુષ્ટને કાપિ સંતુષ્ટ થઇને કરો સફળ ઝટ જન્મ બંધુ તમારા. ૨
ભાણનાવંશી, કુળભાણ હે ક્ષત્રિયો ! પ્રાણ મુકિ બાહુથી શત્રુ મારો !
ઘાણ શત્રુ તણો વાળિ ઘમસાણ કરિ, આણ નિજમાટ, અરિના ઉગારો !
કાણ મોકાણ અરિ ઘેર થાયે અને આપણે ઘેર થાયે ઉજાણી,
રકત કરિ નેત્ર ઘાયલ કરો ઘેરિ અરી, થાય બધી તેમની ધૂળધાણી. ૩
લેઈ સમશેરને કેર વરતાવજો, ઘેર આવો અહી જોર કરીને.
ઠેર મારો તમે વેર લેવી રહે, ભય પરાજ્ય તણા થકિ ડરીને,
વાળિ સંહાર, અરિનો શુરા ક્ષત્રિઓ, હાર ખવરાવી અરિને નસાડો,
જન્મભુમિ ઉપર જય કારણે હાલમાં શૌર્યને વીર ! પાછું જગાડો ! ૪

ક્ષત્રીઓના શૌર્યમાં રામસિંહ, અને કવીરાજની વાણીએ ખુબ વધારો કિધો. ઘણા દિવસથી કંટાળેલા બહાદુર નરોને શૌર્ય ચડ્યાથી આંધળિયાં કરી અરિસમુહમાં પડવા લાગ્યા. અણજીતપુર શહેરનાં

પવિત્ર ખેતરોમાં મોટું દારૂણ યુદ્ધ મચ્યું. હજારો મુગલોનાં જુદાં થયેલાં, ધડ–શીશમાંથી લોહીની ધારાઓ નીકળવા લાગી.

"મારો! મારો!!" એવો અવાજ કાને આવતો હતો. ખરેખર! આ રમ્ય ભુવન વર્ણન કરવા જેવું એ વખતે થઈ પડયું.

**ભુજંગી છંદ.**

શુરા ક્ષત્રિયો જ્યાં મળ્યા છે ઉમંગે,
દિસે દીવ્ય આભૂષણો આજ અંગે;
ઉડાડે શીરો શત્રુનાં, માર મારી,
પડે કાનમાં કૈકની કીકિયારી. ૧
ખસી જાય કૈ ત્યાં અસી મારી આઘા,
પડે સર્વને ત્યાં ઘણા શસ્ત્રના ઘા;
થઈ લાલ શોણીતથી ખડ્ગ ધારા,
મચ્યા વીર જ્યાં શત્રુને મારનારા. ૨
"હણો! રે! હણો!" બુમ એવી પડે છે,
શુરા ક્ષત્રિયો શત્રુ સામા લડે છે;
અરી અંગ અત્યંત જ્યાં આથડે છે,
ઘણી વેદના શસ્ત્ર ઘાની નડે છે. ૩
અહા! રક્તથી રંગી આ રમ્યભૂમી,
રહ્યા, ક્ષત્રિ વીરો ઘણા જ્યાંય ઘૂમી;
વહે છે શું શોણીતની આ સરીતા!!
બહાદૂર વીરો નથી લેશ બીતા. ૪
કરે તીરથી કૈકનાં શીર કાણાં,

ખરે! તે શૃગાલો તણાં થાય ખાણાં!
ધનુષે ધરીને મુકે તીર ધારી,
કરે શત્રુઓમાં ખરો ઘાવકારી. ૫
ભુમી વ્યંડળોને ભયંકાર ભાસે,
શુરા દેખીને કાયરો ત્યાંથિ નાસે;
નિશાનો તણી બૂમ જ્યાં સંભળાયે,
ધ્વની સુણતાં ખૂબ શત્રુ ધવાયે;
અસી હાથમાં ને ભર્યા ખૂબ ભાથાં,
વિંધે મુગલોનાં વિરો ખૂબ માથાં. ૬
પડે બૂમ જ્યાં "હે વિરો! માર મારો!
યશસ્વી થવાનો તમારોજ વારો;
નહીં, જીવતાં અન્યની જીત થાયે,
રૂડી જન્મભૂમી અરી હાથ જાયે." ૭
વળી ધૂપ જ્યાં વ્યોમના ભૂપ કેરો,
પડે મસ્તકે મધ્ય દિને ઘણેરો;
રખે થોભિયો આ રવી યુદ્ધ જોવા,
ટક્યો તાપ તેથી બધાને વગોવા! ૮
ફટોફટ્ટ! ધા શત્રુને મારી, ફાવે,
ચટોચટ્ટ! તે સ્વર્ગ પૂરી બતાવે;
ભુમી રક્તથી ભારી રંગીલિ ભાસે,
પતીપ્રક્ષિયો મનમાંહે વિમાસે. ૯

ક્ષત્રીઓનું બેધડકપણું ને શૌર્ય જોઇ મુગલોથી રહેવાયું નહિ;

આફરખાંએ મુગલ સિપાઇઓને કહ્યું કે પ્રપંચ કર્યા વગર આ ચીડાયેલા ક્ષત્રીઓ જીતાવા મૂશ્કેલ છે. સેનાપતીને બોલાવીને તેણે લગભગ ૧૦૦૦ માણુસની ટુકડીને ક્ષત્રીઓની પછવાડે જઈ આખા ક્ષત્રીસૈન્યને ઘેરવાનું કહ્યું. બાહાદુર ક્ષત્રીઓ લડવાની ધૂનમાં શો પ્રપંચ રચાય છે તે જોઈ શક્યા નહીં, ને લગભગ એક કલાકમાં તો મુગલોનું હજાર માણુસ પછવાડેથી આવી વિંટળાઈ વળ્યું. શૂરા ક્ષત્રીઓ વચમાં રહ્યા. પછવાડેથી મોટી બૂમ સાંભળી કે શૂરવીર રામસિંહ તુરત ત્યાં દોડયો. જુવે છે તો મુગલોનું પ્રપંચ માલમ પડ્યું. તેણે ક્ષત્રીઓને ધૈર્ય આપ્યું; મુગલોને ખૂશી થતા હોય તેમ બૂમો મારતા સાંભળી શૂરવીર રામસિંહથી રહેવાયું નહિં. થોડીવાર ઉભો રહી જુએ છે એટલામાં તો પછવાડેના દશબાર ક્ષત્રીઓનાં માથાં ઘોડા ઉપરથી નીચે પડ્યાં દીઠાં?!

રામસિંહે "દુષ્ટો ઉભા રહો!" એવો વાઘની ગર્જના જેવો મોટો મોટો અવાજ કરી, ઘોડાને દોડાવી, શાળે પડખે હાથ મુકી આભમાંથી ચકચકીત વીજળી પડે છે તેવી રીતે ચળકતી તરવાર કહાડીને, આ મોટા અરિદળમાં પતંગિયાની પેડે ઝંપલાવ્યું. ક્ષત્રીસ્વારો તો અજાયબી પામી ગયા. એટલામાં તો આ બહાદુર ક્ષત્રીએ ત્રણ ચાર મોટા મોટા મુગલોને નીચે નાંખ્યા! અને "મારો મારો!" એવો પોકાર કરતો આ મુગલોના સૈન્યમાં નિર્ભય પેઠો! મુગલો પણ છક થઈ ગયા! કોઈનાથી તેની સામે જવાની હામ ભીડાઈ નહિ. જેટલી જગ્યામાં રામસિંહનો ઘોડો ફરતો તેટલામાં પહોળો રસ્તો થઈ જતો, મુગલ સ્વારોને આમ માગ આપતા જોઈ તેમના સેનાપતિ-

એ કહ્યું. "ક્યા દેખ રહે હો, ઉડાવો ઉસકા શીર" એક સ્વારે ધીમે રહી સેનાપતિના કાનમાં કહ્યું કે શૂરવીર રામસિંહ તે આજ છે.

રામસિંહની તરવારે ઘણાનાં ધડ શીશ જુદાં કર્યાં. ઘણાને નસાડયા. એનું જોઈ બીજા ક્ષત્રીઓ પણ મુગલોમાં પેઠા. આગળના ભાગમાં પણ રાજા ને કવિરાજ ક્ષત્રીઓને ઉશ્કેરતા હતા. પણ ખરેખરી કાપાકાપી પાછળજ ચાલતી હતી. ઘણા મુગલો પડયા જોઈ, સેનાપતિએ એકદમ ઝાફરખાંને બોલાવાનું કહ્યું. પાએક કલાકમાં ઝાફરખાં દોડતો દોડતો આવ્યો. ને મુગલોનાં મુડદાં જથાબંધ પડેલાં જોઇ બોલ્યો "એ કયા? ઇતને ભાતખાઉ હિંદુ કયુ નહિ ભગા સકતે હો!" શૂરવીર રામસિંહ બોલી ઉઠયો "એ, લાતખાઉ! તારી જનનીએ સુંઠ ખાઈ જણ્યો હોય તો તુંજ આવને! જા બિલ્લી કુત્તેકુ માર એમ કેમ કહે છે" ઝાફરખાં છેક જાય તેવો નહતો. રામસિંહના શબ્દો સાંભળી એકદમ લાલ આંખ કરી તેની સામો આવ્યો. બન્ને પક્ષના સ્વારો ચુપ થઈ ગયા. આગલા ભાગમાં મુગલો હતા તે પણ આ બાજુ ઝાફરખાંને ગયેલો જોઈ દોડી આવ્યા. લડાઇનો બધો ક્રમજ ફરી ગયો. અણજીતપુર શહેરની બાજુપર ક્ષત્રીઓ થઈ ગયા. ને મુગલો બધા સામા આવ્યા. રાજા તથા કવિરાજ પણ આ બાજુ આવ્યા. બન્ને પક્ષનાં સૈન્યો લડયા વગર પેલા શુરવીર યોદ્ધાઓનું શું થાય છે તે જોવા ઉભા રહ્યા.

હજારો માણસોની કિકિયારી થતી હતી તે ઠેકાણે હવે એક શબ્દ પણ સંભળાતો નહતો. ક્વચિત્ ક્વચિત્ શૂરવીર સ્વારોના ઘોડા ખોંખારતા તેજ શબ્દ સંભળાતો.

ઝાફરખાં રામસિંહની સામો આવ્યો તેવોજ રામસિંહ મગ્ન થયો. ઘોડો પણ ખૂશી થતો હોય તેમ કૂદવા લાગ્યો. ચક ચક થતી બન્નેની તરવારો પોતાના ધણીનું રક્ષણ કરવા લાગી! કેટલીક વાર સુધી એક બીજાએ પોતાના શરીરના રક્ષણાર્થે પટ્ટો ખેલ્યો. એટલામાં ઝાફરખાંનીજ તરવાર તેના ઘોડાના કાનપર વાગવાથી ઘોડો કૂદયો ને મોટી છલંગ મારી આઘો ખસવા જાય છે એટલામાં મુગલોનો સરદાર ઝાફરખાં ધબ દઇને ઘોડાપરથી નીચે પડયો! મુગલો પછવાડે વિંટળાઈ વળ્યા, પણ તેમને આઘા ખસવાનું કહ્યું, પોતાના પ્રતિપક્ષિને પડેલો જોઈ શૂરવીર રામસિંહ, પોતાનો ઘોડો એક ક્ષત્રીને સોંપી નીચે ઉતર્યો. બન્ને હવે જમીનપર પટ્ટો ખેલવા લાગ્યા. રામસિંહની નજર ચુકવી તેને એક ઘા કરવાની તક ઝાફરખાં ખોળતો હતો એટલામાં જોરથી પટ્ટો ખેલવાથી રામસિંહની તરવાર સાથે વાગવાથી એની તરવારની અણી ઉડી ગઈ. તરવાર નકામી થઈ. રામસિંહ કહે "લે, હું તરવાર મુકી દઉં છું, આવ, એમને એમ આવ." આટલું બોલી પાછા બન્ને બાથંબાથા આવ્યા. બન્ને જણે અનેક પ્રકારના કુસ્તીના દાવપેચ ચલાવ્યા. રામસિંહની કમ્મરમાંની કટારી ખૂંચવાથી ઝાફરખાં યુક્તિથી છુટો થઈ ગયો. બન્ને પાછા થોડે વેગળે જઈ દોડી દોડીને એક બીજાને પૂર્ણ વૈરભાવથી બાઝયા. આ વખતે ઝાફરખાંએ એવો વિચાર કર્યો હતો કે મરવું કે મારવું. તે સિવાય વિખુટા પડવું નહિ. રામસિંહને તો પોતાને યોગ્ય પ્રતિપક્ષી નહિ મળવાથી કેટલીક વખત અસંતોષ થતો હતો.

રામસિંહના શૌર્યની તેને બહુ અદેખાઈ આવી. ચીડીયાં કરી, દાંત કકડાવતો પાછો સામો ધસ્યો. બન્ને યોદ્ધાઓએ પાછી ભેટ લીધી. ગમે તેમ કરી રામસિંહને સપડાવવો એ તેના મનમાં રમી રહ્યું હતું. કમ્મર ઝાલી નીચે નાંખવાનો ઇરાદો કર્યો. શૂરવીર રામસિંહે વાઘ શિયાળની ડોક ઝાલે છે તેમ તેની ડોક પકડી એકદમ તેને પોતાની બાથમાં લઇ લીધો. કેટલાક ક્ષત્રી સ્વારોએ ઝાફરખાંને ચીડાવવા કહ્યું કે “ઝાફરખાં, યે તુમહારી માશુકકા આલિંગન નહિ હે, ઓતો શૂરવીર રામસિંહકા હાથકી બાથ હય.” ઝાફરખાંને બહુ ચીડ ચડી. કંઈ ન ફાવ્યું એટલે રામસિંહને બચકૂં ભરવાનો વિચાર કર્યો. રામસિંહના પેટપર બચકૂં ભરવા જાય છે એટલામાં તેણે નાની સરખી બંદુકનાદારૂની કોથળી લટકાવી હતી તે ઝાફરખાંના મોડામાં આવી! ઝાફરખાંએ જાણ્યું કે ઠીક માંસનો લોચો મોઢામાં આવ્યો છે, આવું ધારી તેણે કોથળીને ખૂબ જોરથી ડુચો ભર્યો. મોડામાં દારૂ ભરાયો ને મોડું કાળું થઈ ગયું. આ જોઇ ક્ષત્રી સ્વારોમાં હસાહસ થઈ રહી. ઝાફરખાંએ થુઃ! થુઃ! કરી મોઢામાંનો દારૂ કાઢવા માંડયો. રામસિંહે તેને છૂટો કર્યો. મોઢું જરા સાફ થયું એટલે પાછો વિકાળ બની રામસિંહ સામો ધસ્યો. ને રામસિંહની છાતીમાં જોરમાં જોરભેર લાત મારી! શુરવીર રામસિંહ લાતની વાત નહિ ગણકારતાં રક્ત નેત્ર કરી તેનો પગ એકદમ પકડી ધબ દઇને ખૂબ જોરથી તેને જમીનપર નાંખ્યો. મુગલો બધા છક થઈ ગયા. ઝાફરખાંએ નીચે પડતાં “યા અલ્લા! આ—આ” એવી બૂમ મારી તે સાંભળી મુગલોમાં હાહાકાર થઈ

રહ્યો. બધાનાં મોઢાં શોકાતુર થઈ ગયાં. રામસિંહને દૂરથી બે મુ- ગલોએ પ્રપંચ કરી ગોળી મારી, એક છાતીમાં ને બીજે મોડાપર તાકી હતી, પણ આ જોઈ રામસિંહ નીચો નમી જવાથી એક ગોળીએ તેનો મુકુટ ઉડાડી નાંખ્યો ને બીજીએ ખભો છોલી નાં- ખ્યો. ખભાવાળી ગોળી પણ રામસિંહને વધારે ઇજા કરે તેવી વાગી નહતી. ક્ષત્રીઓ એકદમ શુરવીર રામસિંહ પછવાડે ફરી વળ્યા. બીજા ક્ષત્રીઓના પગમાં હવે ખુબ જોર આવ્યું હતું. મુગલો તો નાસવા માંડ્યા. ક્ષત્રીઓ પણ તેમની પછવાડે પડ્યા. નાસતાં નાસતાં યુદ્ધ થવા માંડ્યું મુગલ સ્વારોમાંથી બચ્યા તેટલા નાની ટુકડીઓ થઈ, જંગલમાં વિખેરાઈ ગયા.

વિજયી ક્ષત્રીસ્વારો મુગલોને વિખેરી નાંખી પાછા "જય" "જય" કરતા લશ્કરમાં આવ્યા. તે વખતે આનંદ પ્રસરી રહ્યો. હવે બધા લશ્કરને અને ગ્રાફરખાંને કેદ લેને રાજાએ શહેરમાં પેસ- વાનો બધાને હુકમ કર્યો.

ઘણા દિવસથી એકલું પડેલું વાછરડું ગાયને આવતી જોઈ જેટલું મગ્ન થતું તેની તરફ દોડે તેથી પણ અધિક ઉમંગથી અ- ણજીતપુર શહેરની પ્રજા રાજાની સામી આવી. જયનાદથી બધું શ- હેર ગાજી રહ્યું. મહારાજા કિશોરસિંહ, રામસિંહ, પ્રધાન, તથા કવિ- રાજ બધા સૈન્ય સાથે મહેલમાં આવ્યા. બધે આનંદ આનંદ થઈ રહ્યો.

કંઇપણ આનંદ બાકી રહ્યો હતો, તે પૂરો કરવાને, રાણી, દાસીયો, વીગેરેને તેડવા માણસ મોકલ્યાં હતાં, તે પણ જવાનપુરથી તેમને લ- ઇને આવ્યાં, ને શુરવીર રામસિંહનાં કુટુંબનાં પણ બધાં આવી મળ્યાં.

મહારાજા કિશોરસિંહે પોતાના પ્રિય મિત્ર રામસિંહ, તથા કવિરાજ, પ્રધાન, બધા સરદારો, વિગેરેની સાથ દરબાર ભર્યો; હર્ષથી ઉભરાઈ જતાં બધા ક્ષત્રી સ્વારો, ને મળેલી રૈયત, મહારાજાના શબ્દો સાંભળવાને અધીરી બની રહી હતી, એટલામાં મહારાજા બોલ્યા:—

"શુરવીર ક્ષત્રિયો! મારા પ્રિય મિત્ર રામસિંહના તથા કવિરાજના શબ્દોથી ઉશ્કેરાઈ, તમારૂં ક્ષત્રી બળ તમારી જન્મ ભૂમિ પુનઃ પ્રાપ્ત કરવાના શુભ પ્રસંગે પ્રકાશ કર્યું છે તે જોઈ હર્ષથી મારી છાતી છલકાઈ જાય છે; ને મને પડેલાં દુઃખો વિષે કંઈ લાગતુંજ નથી. ધન્ય છે બહાદુર ક્ષત્રિયો! તમારૂં શૌર્ય ઇશ્વર અવિચળ રાખે!

મારા પ્રિય મિત્ર રામસિંહ જેવો સ્વદેશાભિમાની શુરવીર નર ભાગ્યેજ આ ભૂમિએ પેદા કર્યો હશે; એનાં વખાણનાં લખાણ કરવાને કોઈ અનુભવી કવીની કલમ પાછી હઠે, તો હું શું કહું?

એટલુંજ ઇચ્છું છું "કે તેની કીર્તિ સર્વત્ર પ્રસરો. ને એના સ્વદેશ પ્રેમની લાગણીનો ઘણા દુર્દશાને પામેલા લોકો દાખલો લો!"

ત્યાર પછી શુરવીર રામસિંહ કહે "શુરવીર ક્ષત્રીઓ, પ્રતાપી મહારાજા કિશોરસિંહને માટે અને આપણી આ ભૂમિને માટે આપણ બધા આપણા પ્રાણ આપીએ તોપણ થોડું છે. હું એમજ ધારૂં છું કે આ દુનિયામાં માણસે જન્મ લીધો, તે ફકત ત્રણ કામ કરવાને એટલે કે માણસની મુખ્ય ત્રણ ફરજો છે (૧) સર્વજ્ઞાતા, સર્વ શક્તિમાન, જગદીશ્વરને સ્મરી, તેના અક્ષય ધામ માટે તૈયારી કરવી.(૨) જે દેશમાં જન્મ લીધો, તે દેશી ભાઇઓનું, પોતાની કીર્તિને અર્થે

ભલું કરવું, તેમને દુઃખમાંથી બચાવવા. (૩) આપણા કુટુંબ પોષણાર્થે કંઈ દ્રવ્ય સંપાદન કરવાના ઉપાયો યોજવા.

જે પુરૂષમાં સ્વદેશાભિમાન નથી, તેને હું જીવતો છતાં લાકડાની પૂતળી જેવો ધારૂં છું. જેની પાસે પૈસો છતાં સ્વદેશની ઉન્નતી માટે દાન આપવાની શક્તિ નથી તે, સંચિત કરેલા ધન ઉપર, તે ધનની ચોકી કરવાને કુતરો બેસાડેલો છે, એમ હું ધારૂં છું. સ્વદેશાભિમાનનું જેને ભાન નથી તે શ્વાન સર્વ સ્થળે અપમાનને પાત્ર છે. અરે! ધિક્કાર છે એવા ધનના ભોકતાને? પોતાની પાસે લાખો રૂપિઆની પુંજી હોય, અને કેટલાંક ગરીબ લોકોના આખાં કુટુંબને કુટુંબ રખડ્યા કરતાં હોય.—ધનાઢ્ય લોકો એવા નાજુક હોય છે કે સૂર્યનાં કિરણો તેમને છાતી સરસાં ભોકાય છે, તેથી છત્રી રાખે છે, અગર ગાડી ઘોડામાં ફરે છે, પણ ગરીબોની સ્થીતિના 'પોકારરૂપી તીર' કે સ્વદેશાભિમાની પુરૂષોનાં વેણરૂપી ભાલા તેમના કોઈ ભાગમાં ભોકાતા નથી! મુઆ એવા ધનવાન પુરૂષો!

* દીયા નહીં કુછ દીનકુ, કીયા પૂષ્ટ શરીર;
વ્યર્થ અર્થ સબિ ઉસકા, જેસો ઉદધી નીર.

એવા ધનવાન પુરૂષોને ઇશ્વર સુમતી આપે."

---

એક સંસ્કૃત કવિ કહે છે કેઃ—

*** वातोल्लासितकल्लोल धिक् ते सागर गर्जनं;**
**यस्यतीरे तृषाक्रान्तः पान्थःपृच्छति वापिकां.**

શુરવીર રામસિંહના બોલી રહ્યા પછી વૃદ્ધ કવીરાજ ઉભા થઈ નીચે પ્રમાણે બોલ્યાઃ—

### કુંડળિયા.

ધન્ય ધન્ય દિન આજ છે, ઉમંગ સહુને મંન,
ધન્ય ક્ષત્રિકુળ દીપક કહે, રામસિંહ તું રતંન;
રામસિંહ તું રતંન, તંન ક્ષત્રાણી કેરો,
વાધ્યો દુનિયામાંહિ, સુજશ તાહરો ઘણેરો;
ક્ષત્રી કુળની આજ, રાખી શુરવીર! તેં લાજ,
લીધું પાછું તેં રાજ, ધન્ય ધન્ય દિંન આજ. ૧
કિશોર વયમાં તેં કિધી, કિશોરસિંહની સાથ,
રમત ગમત સઘળે, વળી, રહ્યા બેઉ સંગાથ;
રહ્યા બેઉ સંગાથ, ગાઢ, પ્રિતિ આપની વાહ,
છતા વિધિએ કિધી, તોડિઓ પ્રિતી પ્રવાહ;
ખમ્યાં વચંન અસહ્ય, વિધીને હરાવી દીધી,
સંભારી ગત રમત, કિશોર વયે તેં કીધી. ૨
રોષ મિત્રનો દેખીને, દેખાયો તું દાસ,
શાંત પાડવા મિત્રને, વેઠયો તેં વનવાસ;
વેઠયો તેં વનવાસ, ત્રાસ તુજ તનને દીધો,
ક્ષત્રિ તનય શાબાશ! સુજશ તેં જગમાં લીધો;
સ્વદેશની લાગણી, આટલી નહીં કોઇને,
માફી માગી તેં સઘ, રોષ મિત્રનો જોઇને. ૩